# સૂરઃ રઅ્દ

**નામકરણ :-** આયત નંબર ૧૩ ના કથન وَيُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰٓئِكَةُ مِنْ خِيْفَتِهٖ માં આવતા શબ્દ الرَّعْد રઅ્દને આ સૂરઃ નું નામ આપવામાં આવ્યું છે. આ નામનો અર્થ આ નથી કે આ સૂરઃમાં વાદળોની ગર્જના વિષે ચર્ચા કરવામાં આવી છે, બલકે આ ફકત ચિહ્નના રૂપમાં આ દર્શાવે છે કે આ એ સૂરઃ છે જેમાં રઅ્દ શબ્દ આવ્યો છે અથવા જેમાં રઅ્દનો ઉલ્લેખ આવ્યો છે.

**ઊતરાણકાળ :-** જથા અને ૬ઠ્ઠા રુકૂઅના વિષયો ગવાહી આપે છે કે આ સૂરઃ પણ એ જ સમયગાળાની છે જેમાં સૂરઃ યૂનુસ, હૂદ અને આ'રાફ ઊતરી છે, એટલે કે મક્કા રોકાણના અંતિમ સમયગાળામાં. વર્ણનશૈલી ઉપરથી જાહેર થઈ રહ્યું છે કે નબી સ.અ.વ.ને ઈસ્લામનો સંદેશ આપતાં એક લાંબો ગાળો પસાર થઈ ગયો છે, વિરોધીઓ આપને નબળા પાડવા માટે અને આપના મિશનને કમજોર બનાવવા માટે જાતજાતની ચાલો ચાલી રહ્યાં છે, મુસલમાનો વારંવાર એવી તમન્નાઓ કરી રહ્યાં છે કે કદાચ કોઈ ચમત્કાર દેખાડીને જ આ લોકોને સીધા રસ્તે લાવવામાં આવે, અને અલ્લાહતઆલા મુસલમાનોને સમજાવી રહ્યો છે કે ઈમાનનો રસ્તો દેખાડવાની આ રીત અમારે ત્યાં પ્રચલિત નથી અને જો સત્યના દુશ્મનોને ઢીલ આપવામાં આવી રહી છે તો આ વાત એવી નથી કે જેનાથી તમે ગભરાઈ જાઓ. પછી ૩૧મી આયત ઉપરથી આ પણ જણાય છે કે વારંવાર કાફિરોના હઠાગ્રહનું પ્રદર્શન થઈ ગયેલું છે જેના પછી આ કહેવું તદ્દન યોગ્ય જણાય છે કે જો કબરોમાંથી મડદાં પણ ઊભા થઈને આવી જાય તો આ લોકો માનશે નહીં બલકે આ ઘટનાનું પણ કોઈને કોઈ અર્થઘટન કરી કાઢશે. આ તમામ વાતો ઉપરથી આ જ અનુમાન થાય છે કે આ સૂરઃ મક્કાના અંતિમ સમયગાળામાં ઊતરી હશે.

**મુખ્ય વિષયઃ-** સૂરઃનો હેતુ પહેલી જ આયતમાં રજૂ કરી દેવામાં આવ્યો છે એટલે કે જે કંઈ મુહમ્મદ સ.અ.વ. રજૂ કરી રહ્યાં છે તે જ સત્ય છે, પરંતુ આ લોકોની ભૂલ છે કે તેઓ તેને માનતાં નથી. સમગ્ર સંબોધન આ જ મુખ્ય વિષયની આસપાસ ફરે છે. આના અનુસંધાનમાં વારંવાર વિવિધ રીતે તૌહીદ, આખિરત અને રિસાલતની સચ્ચાઈ સાબિત કરવામાં આવી છે, તેમની ઉપર ઈમાન લાવવાના નૈતિક અને આધ્યાત્મિક ફાયદાઓ સમજાવવામાં આવ્યાં છે, અને નહીં માનવાના નુકસાન જણાવવામાં આવ્યાં છે, અને આ સમજાવવામાં આવ્યું છે કે કુફ્ર તદ્દન એક મૂર્ખતા અને અજ્ઞાન છે. પછી કેમ કે આ સમગ્ર વર્ણનનો હેતુ ફકત દિમાગોને સંતોષ આપવાનો જ નથી બલકે દિલોને ઈમાનની તરફ આકર્ષવાનો પણ છે, એટલા માટે માત્ર તાર્કિક દલીલોનો જ ઉપયોગ કરવામાં આવ્યો નથી પરંતુ એક એક દલીલ અને એક એક પુરાવો રજૂ કર્યા પછી, થોભીને વિવિધ રીતે ડર, પ્રોત્સાહન, ઉત્તેજન અને સહાનુભૂતિ ભરી શિખામણ આપવામાં આવી છે કે જેથી ભોળા લોકો પોતાના ગુમરાહીયુક્ત હઠાગ્રહને છોડી દે.

સંબોધન દરમ્યાન ઠેર ઠેર વિરોધીઓના વાંધાઓનો ઉલ્લેખ કર્યા સિવાય તેમના જવાબ આપવામાં આવ્યાં છે, અને એ આશંકાઓ દૂર કરવામાં આવી છે જે મુહમ્મદ સ.અ.વ.ના સંદેશ વિષે લોકોના દિલોમાં રહેલી હતી અથવા વિરોધીઓ તરફથી નાખવામાં આવતી હતી. આની સાથે ઈમાનવાળાઓને પણ, જે ઘણાં વર્ષના લાંબા અને સખત પરિશ્રમના કારણે થાકી રહ્યા હતાં અને બેચેનીપૂર્વક ગેબી મદદની રાહ જોઈ રહ્યા હતાં, સાંત્વન આપવામાં આવ્યું છે.

| رُكُوْعَاتُهَا ٦ | سُوْرَةُ الرَّعْدِ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ٤٣ |
| --- | --- | --- |
| રુકૂઅ : ૬ | સૂરઃ અર રઅ્દ | આયત : ૪૩ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓرٰ ۚ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ ؕ وَالَّذِيْٓ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ الْحَقُّ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ ① اَللّٰهُ الَّذِيْ رَفَعَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ وَسَخَّرَ الشَّمْسَ وَ

---

**અલિફ. લામ. મીમ. રા. આ ખુદાઈ ગ્રંથની આયતો છે, અને જે કંઈ તમારા માલિક તરફથી તમારી ઉપર ઊતારવામાં આવ્યું છે તે તદ્દન સત્ય છે, પરંતુ (તમારી કોમના) મોટાભાગના લોકો માની રહ્યાં નથી.[૧]**

**તે અલ્લાહ જ છે જેણે આકાશોને એવા ટેકા વિના ઊભા કર્યાં જે તમને દેખાતાં હોય,[૨] પછી તે તેના રાજ્ય સિંહાસન ઉપર પ્રગટ થયો,[૩] અને તેણે સૂર્ય અને ચંદ્રને એક કાનૂનને**

---

(૧) આ સૂરઃની પ્રસ્તાવના છે જેમાં વાતના હેતુને થોડાક શબ્દોમાં વર્ણવી દેવામાં આવ્યો છે. સંબોધનની દિશા નબી સ.અ.વ. તરફ છે અને આપને સંબોધન કરતાં અલ્લાહતઆલા કહે છે કે હે નબી, તમારી કોમના મોટાભાગના લોકો આ શિક્ષણને સ્વીકારવાની ના પાડી રહ્યાં છે પરંતુ હકીકત આ છે કે આને અમે તમારી ઉપર ઊતાર્યું છે અને આ જ સત્ય છે, ચાહે લોકો માને કે ન માને. આ ટૂંકી પ્રસ્તાવના પછી અસલ પ્રવચન શરૂ થઈ જાય છે જેમાં ઇનકાર કરનારાઓને સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કે આ શિક્ષણ શા માટે સત્ય છે અને આના વિષે તેમનું વલણ કેટલું ખોટું છે. આ પ્રવચનને સમજવા માટે શરૂઆતથી જ આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે નબી સ.અ.વ. તે વખતે લોકોને જે વસ્તુની તરફ બોલાવી રહ્યા હતાં તેમાં ત્રણ વાતો સામેલ હતી. એક આ કે ખુદાઈ સંપૂર્ણપણે અલ્લાહની છે એટલા માટે તેના સિવાય બીજો કોઈ પૂજા કે બંદગીનો હક્ક ધરાવતો નથી. બીજું આ કે આ જીવન પછી એક બીજું જીવન છે જેમાં તમારે તમારા કર્મોનો જવાબ આપવાનો રહેશે. ત્રીજું આ કે હું અલ્લાહનો રસૂલ છું અને જે કંઈ રજૂ કરી રહ્યો છું, મારા તરફથી નહીં બલકે ખુદા તરફથી રજૂ કરી રહ્યો છું. આ જ ત્રણ વસ્તુઓ છે જેને માનવાનો લોકો ઇનકાર કરી રહ્યા હતાં. આ જ વાતો ને લોકોને આ જ પ્રવચનમાં વારંવાર અલગ અલગ રીતે સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેના જ વિષેની લોકોની આશંકાઓ અને વાંધાઓને દૂર કરવામાં આવ્યાં છે.

(૨) બીજા શબ્દોમાં આકાશોને અનુભવી ન શકાય તેવા તેમજ જોઈ ન શકાય તેવા ટેકાઓ ઉપર કાયમ

الْقَمَرَ ؕ كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ مُّسَمًّى ؕ يُدَبِّرُ الْاَمْرَ يُفَصِّلُ الْاٰيٰتِ

**આધીન બનાવ્યાં.[૪] આ સમગ્ર તંત્રની પ્રત્યેક વસ્તુ એક નિશ્ચિત સમય સુધી ચાલી રહી છે[૫] અને અલ્લાહ જ આ સમગ્ર કાર્યનું સંચાલન કરી રહ્યો છે. તે નિશાનીઓ ખોલી ખોલીને વર્ણવે છે[૬]**

કર્યાં. દેખીતી રીતે વિશાળ વાતાવરણમાં કોઈ વસ્તુ એવી નથી જે આ અસંખ્ય અને અસીમિત અવકાશી પદાર્થોને ટકાવી રહી છે. પરંતુ એક ન અનુભવી શકાય એવી શકિત છે જે દરેકને તેના સ્થાન અને ધરી ઉપર રોકાયેલી રાખી રહી છે અને આ મહાકાય પદાર્થોને પૃથ્વી ઉપર અથવા એકબીજા ઉપર પડવા દેતી નથી.

(૩) આની સમજૂતી માટે સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંક-૪૧ જુઓ. ટૂંકમાં, અહીં એટલો જ ઈશારો કાફી છે કે અર્શ (એટલે કે સૃષ્ટિના સામ્રાજયનું કેંદ્રીય મથક) ઉપર અલ્લાહતઆલાનું પ્રગટ થવું કુર્આનમાં ઘણી જગ્યાએ જે હેતુસર વર્ણવવામાં આવ્યું છે તે આ છે કે અલ્લાહે આ સૃષ્ટિને ફકત ઉત્પન્ન જ કરી દીધી નથી બલકે તે પોતે જ આ સામ્રાજય ઉપર શાસન કરી રહ્યો છે. આ દુનિયા કોઈ સ્વસંચાલિત કારખાનું નથી જેમ કે ઘણાં અજ્ઞાનીઓ માને છે, તેમજ જુદા જુદા ખુદાઓનું લક્ષ્ય સ્થાન છે જેમ કે બીજા ઘણાં અજ્ઞાનીઓ માની રહ્યાં છે, બલકે આ એક સુવ્યવસ્થિત તંત્ર છે જેને તેનો ઉત્પન્ન કરનાર પોતે ચલાવી રહ્યો છે.

(૪) અહીં આ વાત ધ્યાનમાં રહેવી જોઈએ કે અહીં એ કોમને સંબોધન કરવામાં આવ્યું છે જે અલ્લાહની હસ્તીનો ઈનકાર કરનાર ન હતી, ન તો તેના સર્જનહાર હોવાનો ઈનકાર કરતી હતી, તેમજ ન તો આ અનુમાન ધરાવતી હતી કે આ તમામ કામો કે જે અહીં જણાવવામાં આવી રહ્યાં છે અલ્લાહ સિવાય બીજા કોઈનાં છે. એટલા માટે આ વાત માટે કોઈ દલીલ રજૂ કરવાની જરૂર લાગી નહીં કે ખરેખર અલ્લાહે જ આકાશોને સ્થાપ્યાં છે અને તેણે જ સૂર્ય અને ચંદ્રને એક નિયમને આધીન બનાવ્યાં છે. બલકે આ ઘટનાઓને કે જેને સાંભળનારા પોતે માની રહ્યા હતાં, એક બીજી વાત માટે દલીલ ઠરાવવામાં આવી છે, અને તે આ છે કે, અલ્લાહ સિવાય બીજો કોઈ આ સૃષ્ટિતંત્રમાં સત્તાધારી નથી જે પૂજનીય ઠરાવવાને પાત્ર હોય. હવે સવાલ આ છે કે જે માણસ ધરમૂળથી જ અલ્લાહની હસ્તી તેમજ તેના સર્જનહાર અને સંચાલક હોવાને માનતો જ ન હોય તેની સામે આ દલીલ કેવી રીતે લાભદાયી થઈ શકે છે? તો આનો જવાબ આ છે કે અલ્લાહતઆલા મુશ્રિકોની સામે તૌહીદને સાબિત કરવા માટે જે દલીલો આપે છે તે જ દલીલો નાસ્તિકોની સામે ખુદાની હસ્તીને સાબિત કરવા માટે પૂરતી છે. તૌહીદની સમગ્ર દલીલ આ પાયા ઉપર રચાયેલી છે કે પૃથ્વીથી માંડીને આકાશો સુધી સમગ્ર સૃષ્ટિ એક સંપૂર્ણ વ્યવસ્થા છે અને આ સમગ્ર વ્યવસ્થા એક પ્રચંડ કાયદા હેઠળ ચાલી રહી છે જેમાં ચારેય તરફ એક સર્વવ્યાપી સત્તા, એક ખામીરહિત ડહાપણ, અને એક ભૂલ વિનાના જ્ઞાનના ચિહ્નો દેખાઈ રહ્યાં છે. આ ચિહ્નો જેવી રીતે આ વાત માટે દલીલ આપે છે કે આ વ્યવસ્થાના અનેક હાકેમો નથી, એવી જ રીતે આ વાત માટે પણ દલીલ આપે છે કે આ વ્યવસ્થાનો એક જ હાકેમ છે. વ્યવસ્થાની કલ્પના એક વ્યવસ્થાપક વિના, કાયદાની કલ્પના એક હાકેમ વિના, ડહાપણની કલ્પના એક ડહાપણ ધરાવતી હસ્તી વિના, જ્ઞાનની કલ્પના એક જ્ઞાની વિના અને સૌથી છેલ્લે આ કે, સર્જનની કલ્પના એક સર્જનહાર વિના ફકત એ જ માણસ કરી શકે છે જે કાં તો હઠાગ્રહી હોય અથવા જેની બુદ્ધિ બહેર મારી ગઈ હોય.

لَعَلَّكُمْ بِلِقَآءِ رَبِّكُمْ تُوْقِنُوْنَ ۝٢ وَهُوَ الَّذِیْ مَدَّ الْاَرْضَ وَجَعَلَ فِیْهَا
رَوَاسِیَ وَ اَنْهٰرًا ؕ وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِیْهَا زَوْجَیْنِ اثْنَیْنِ
یُغْشِی الَّیْلَ النَّهَارَ ؕ اِنَّ فِیْ ذٰلِكَ لَاٰیٰتٍ لِّقَوْمٍ یَّتَفَكَّرُوْنَ ۝٣

**કદાચ તમે તમારા માલિકની મુલાકાતનો વિશ્વાસ કરો.[૫]**

**અને એ જ છે જેણે આ ધરતીને ફેલાઈ રાખેલી છે, આમાં પર્વતોના ખૂંટાં ખોડી દીધેલાં છે અને નદીઓ વહેવડાવી દીધી છે. તેણે જ દરેક પ્રકારના ફળોની જોડીઓ પેદા કરી છે, અને તે જ દિવસ ઉપર રાતને છવાઈ દે છે.[૬] આ તમામ વસ્તુઓમાં મોટી નિશાનીઓ છે એ લોકો માટે જે વિચાર-મંથનનો ઉપયોગ કરે છે.**

(૫) એટલે કે આ વ્યવસ્થાતંત્ર આ જ વાતની ગવાહી આપી રહ્યું નથી કે એક સર્વવ્યાપી સત્તા તેની ઉપર હકૂમત કરી રહી છે, અને એક પ્રચંડ ડહાપણ આમાં કામ કરી રહ્યું છે, બલકે તેના તમામ વિભાગો તથા તેમાં કામ કરનારી તમામ શકિતઓ આ વાત માટે પણ સાક્ષી છે કે આ વ્યવસ્થાની કોઈ વસ્તુ શાશ્વત નથી. દરેક વસ્તુ માટે એક સમય નિયત થયેલો છે જેના અંત થતાં સુધી તે ચાલે છે અને જયારે તેનો સમય આવી રહે છે ત્યારે તે નાશ પામે છે. આ હકીકત જેવી રીતે આ વ્યવસ્થાના એક એક વિભાગના મામલામાં સાચી છે એવી જ રીતે આ સમગ્ર વ્યવસ્થા વિષે પણ સાચી છે. આ ભૌતિક જગતનું સંપૂર્ણ બંધારણ આ દર્શાવી રહ્યું છે કે આ અનંત અને શાશ્વત નથી, તેના માટે પણ એક સમય જરૂર મુકરર છે જયારે આ સમાપ્ત થઈ જશે અને તેની જગ્યાએ બીજી કોઈ દુનિયા પ્રગટ થશે. એટલા માટે કયામત જેના આવવાના સમાચાર આપવામાં આવ્યાં છે, તેનું આગમન કલ્પના બહારનું નથી બલકે ન આવવું કલ્પના બહારનું છે.

(૬) એટલે કે આ વાતની નિશાનીઓ કે ખુદાનો પયગમ્બર જે હકીકતોની ખબર આપી રહ્યો છે તે વાસ્તવમાં સાચી હકીકતો છે. સૃષ્ટિમાં ચારેય તરફ સાક્ષી આપતાં ચિહ્નો જોવા મળે છે. જો લોકો આંખો ખોલીને જુએ તો તેમને દેખાઈ જાય કે કુર્આનમાં જે જે વાતો ઉપર ઈમાન લાવવાનું નિમંત્રણ આપવામાં આવ્યું છે તેનું સમર્થન પૃથ્વી અને આકાશમાં ફેલાયેલાં અસંખ્ય ચિહ્નો કરી રહ્યાં છે.

(૭) ઉપર સૃષ્ટિના જે ચિહ્નોને સાક્ષીના રૂપમાં રજૂ કરવામાં આવ્યાં છે તેમની આ સાક્ષી તો તદ્દન જાહેર અને ખુલ્લી છે કે આ દુનિયાનો સર્જનહાર અને સંચાલક એક જ છે, પરંતુ મૃત્યુ પછીના બીજા જીવનની વાત તથા ખુદાઈ અદાલતમાં મનુષ્યની હાજરી અને સજા અને ઇનામ વિષે અલ્લાહના પયગમ્બરે જે જે આગાહીઓ કરી છે, તેમના સાચા હોવા માટે પણ આ જ ચિહ્નો સાક્ષી આપે છે, સહેજ ગુપ્ત છે પણ જરા વધુ વિચાર કરવાથી સમજમાં આવી જાય છે. એટલા માટે પહેલી સચ્ચાઈ માટે ચેતવવાની આવશ્યકતા લાગી નહીં કેમ કે સાંભળનાર ફકત દલીલો સાંભળીને જ સમજી શકતો હતો તેના ઉપરથી શું સાબિત થાય છે. અલબત્ત, બીજી હકીકત માટે વિશેષરૂપે ચેતવણી આપવામાં આવી છે કે તમારા માલિકની મુલાકાત ઉપર વિશ્વાસ પણ તમને આ

જ નિશાનીઓ ઉપર વિચાર કરવાથી મળી શકે છે.

ઉપરોકત નિશાનીઓમાંથી આખિરતનો પુરાવો બે રીતે મળે છેઃ

એક આ કે, જયારે આપણે આકાશોનું બંધારણ તથા સૂર્ય અને ચંદ્રની નિયમબદ્ધ ચાલ ઉપર વિચાર કરીએ છીએ ત્યારે આપણું મન આ ગવાહી આપે છે કે જે ખુદાએ આ મહાકાય આકાશીય પદાર્થો પેદા કર્યા છે અને જેની કુદરત આવા મહાકાય આકાશીય પદાર્થોને અવકાશમાં ચલાવી રહી છે તેના માટે માનવજાતિને મૃત્યુ પછી બીજીવાર પેદા કરી દેવું સહેજ પણ મુશ્કેલ નથી.

બીજું આ કે આ જ આકાશી તંત્ર ઉપરથી આપણને આ ગવાહી પણ મળે છે કે તેનો સર્જક પૂર્ણ કક્ષાનો ડહાપણવાળો છે, અને તેના ડહાપણ સાથે આ વાત તદ્દન અજૂગતી લાગે છે કે તે માનવજાતિને એક બુદ્ધિશાળી અને સભાન તથા અધિકાર અને ઈરાદો ધરાવતી પ્રજાતિ બનાવ્યા પછી અને પોતાની ધરતીની અસંખ્ય વસ્તુઓ ઉપર ભોગવટાની શકિત આપ્યા પછી તેના જીવનની કારકિર્દીનો હિસાબ ન લે, તેના અત્યાચારીઓને પૂછે નહીં તથા અત્યાચારનો ભોગ બનેલાઓની ફરિયાદ ન સાંભળે, તેના સદાચારીઓને ઈનામ ન આપે અને તેના દુરાચારીઓને સજા ન આપે, અને તેને કયારેય આ પૂછે નહીં કે જે બહુમૂલ્ય અમાનતો મેં તને સોંપી હતી તેની સાથે તે શું વ્યવહાર કર્યો. એક આંધળો રાજા તો નિઃશંક તેના રાજયના મામલાઓ તેના મંત્રીઓને હવાલે કરીને બેફિકર બની ઊંઘી શકે છે પરંતુ એક ડહાપણવાળા અને બુદ્ધિશાળી પાસેથી આવી ખોટી વહેંચણી અને બેદરકારીની અપેક્ષા રાખી શકીએ નહીં.

આવી રીતે આકાશદર્શન આપણને ફકત આખિરતની શકયતાનો સ્વીકાર કરવા પ્રેરે છે એટલું જ નહીં બલકે તેના ઘટવાનો વિશ્વાસ પણ અપાવે છે.

(૮) આકાશી પદાર્થો પછી હવે ધરતી ઉપરના જગતની તરફ ધ્યાન દોરવામાં આવે છે અને અહીં પણ ખુદાની કુદરત અને ડહાપણની નિશાનીઓ વડે એ જ બન્ને હકીકતો (તૌહીદ અને આખિરત) ઉપર સાક્ષી આપવામાં આવી છે જેમની ઉપર આગળની આયતોમાં આકાશની દુનિયાની નિશાનીઓ વડે સાક્ષી આપવામાં આવી હતી. આ દલીલોનો ટૂંકસાર આ પ્રમાણે છેઃ

(૧) આકાશી પદાર્થોની સાથે પૃથ્વીનો સંબંધ, પૃથ્વીની સાથે સૂર્ય અને ચંદ્રનો સંબંધ, પૃથ્વીની અસંખ્ય પ્રજાતિઓની જરૂરિયાતો સાથે પર્વતો અને નદીઓનો સંબંધ, આ તમામ વસ્તુઓ આ વાત માટે ખુલ્લી ગવાહી આપે છે કે તેમને ન તો જુદા જુદા ખુદાઓએ બનાવી છે, ન તો જુદા જુદા સત્તાધારી ખુદાઓ તેમને ચલાવી રહ્યાં છે. જો આવું હોત તો આ તમામ વસ્તુઓમાં એકબીજા સાથે આટલી હદે સંબંધો અને સમન્વય તથા અનુકૂળતાઓ ઊભી થઈ શકી ન હોત, ન તો અવિરત રીતે ચાલુ રહી શકી હોત. જુદા જુદા ખુદાઓ માટે આ કેવી રીતે શકય હતું કે તેઓ ભેગાં મળીને સમગ્ર સૃષ્ટિજગત માટે સર્જન અને સંચાલનની એવી યોજના બનાવી લેત જેની દરેક વસ્તુ, પૃથ્વીથી માંડીને આકાશો સુધી, મેળ ખાતી રહે અને કયારેય તેમના વ્યૂહો અને નીતિઓની વચ્ચે ઘર્ષણ ઊભું થવા પામે નહીં.

(૨) પૃથ્વીના આ મહાકાય ગોળાનું વિશાળ અવકાશમાં લટકતું રહેવું, તેની સપાટી ઉપર આવડા મોટા-મોટા પર્વતોનું ઊપસી આવવું, તેની છાતી ઉપર આવી પ્રચંડ નદીઓનું વહેવું, તેના ખોળામાં ભાત-ભાતના બેહિસાબ વૃક્ષોનું ઉછરવું, અને સતત રીતે ખૂબ જ નિયમિતતાપૂર્વક રાત અને દિવસની આશ્ચર્યજનક નિશાનીઓનું છવાઈ જવું, આ તમામ વસ્તુઓ એ ખુદાની કુદરત માટે સાક્ષી છે જેણે તેમને પેદા કરી છે. આવી

وَ فِي الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّ جَنّٰتٌ مِّنْ اَعْنَابٍ وَّ زَرْعٌ وَّ
نَخِيْلٌ صِنْوَانٌ وَّ غَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ ۙ وَ نُفَضِّلُ بَعْضَهَا
عَلٰى بَعْضٍ فِي الْاُكُلِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۝۴

**અને જુઓ, ધરતીમાં અલગ અલગ પ્રદેશો જોવા મળે છે જે એકબીજાની લગોલગ આવેલાં છે.[૯] દ્રાક્ષના બગીચાં છે, ખેતરો છે, ખજૂરના વૃક્ષો છે જેમાંથી કેટલાંક એકથડિયા છે અને બીજા કેટલાક બેથડિયા.[૧૦] બધાંને એક જ પાણી તૃપ્ત કરે છે પરંતુ સ્વાદમાં અમે કોઈને વધારે સારો બનાવીએ છીએ તો કોઈને ઊતરતો. આ તમામ વસ્તુઓમાં અનેક નિશાનીઓ છે એ લોકો માટે જે બુદ્ધિનો ઉપયોગ કરે છે.[૧૧]**

સર્વશકિતશાળી હસ્તી વિષે આ અનુમાન કરવું કે તે માનવીને મૃત્યુ પછી બીજીવાર જીવન આપી શકતો નથી તે બુદ્ધિ અને સમજદારીની નહીં બલકે મૂર્ખામી અને મંદ બુદ્ધિની દલીલ છે.

(૩) પૃથ્વીના બંધારણમાં, તેની ઉપર પર્વતોનાં ઉત્પત્તિમાં, પર્વતોમાંથી નદીઓના વહેવાની વ્યવસ્થા કરવામાં, ફળોની દરેક જાતમાં બબ્બે પ્રકારના ફળ પેદા કરવામાં, અને રાત પછી દિવસ અને દિવસ પછી રાતને નિયમિતતાપૂર્વક લાવવામાં જે અસંખ્ય નીતિઓ અને વ્યૂહો રહેલા છે તે પોકારી પોકારીને ગવાહી આપી રહ્યાં છે કે જે ખુદાએ સર્જનનો આ નકશો બનાવ્યો છે તે પૂર્ણ કક્ષાનો ડહાપણવાળો છે. આ તમામ વસ્તુઓ ખબર આપે છે કે આ ન તો કોઈ ઈરાદા વિનાની કોઈ શકિતની કામગીરી છે અને ન તો કોઈ રમતિયાળનું રમકડું. આમાંથી પ્રત્યેક વસ્તુમાં એક ડહાપણવાળાનું ડહાપણ તથા અત્યંત શ્રેષ્ઠ ડહાપણ કામ કરતું દેખાય છે. આ બધું જોયા પછી ફકત એક મૂર્ખ જ હોઈ શકે જે આ માને કે પૃથ્વી ઉપર માનવીને પેદા કરીને તેમજ તેને આવા ઉપદ્રવી કૃત્યો કરવાની તકો આપીને તેને ફકત માટીમાં નષ્ટ કરી દે.

(૯) એટલે કે સમગ્ર ધરતીને તેણે એકસમાન બનાવેલી નથી પરંતુ તેમાં અસંખ્ય પ્રદેશો બનાવેલાં છે જે એકબીજાથી જોડાયેલાં હોવા છતાં આકાર, રંગ, દ્વ્યોના સંમિશ્રણ, ગુણધર્મો, શકિતઓ અને કૌશલ્યો, પેદાશો અને રાસાયણિક અથવા ખનીજ ભંડારોમાં એકબીજા કરતાં તદ્દન ભિન્ન છે. આ વિવિધ પ્રદેશોની ઉત્પત્તિ અને તેમની અંદર રહેલી ભાતભાતની ભિન્નતાઓનું અસ્તિત્વ તેની અંદર અનેક વ્યૂહો અને નીતિઓ ધરાવે છે જેમની ગણતરી કરી શકાય તેમ નથી. અન્ય પ્રજાતિઓને બાજુએ રાખીએ અને ફકત એક માનવીના હિતને જ સામે રાખીને જોઈએ તો અંદાજો કરી શકાય છે કે માનવીના વિવિધ હિતો-લાભાલાભ તથા પૃથ્વીના આ પ્રદેશોની વિવિધતા વચ્ચે જે આંતરસંબંધો અને સમન્વયો જોવા મળે છે અને તેના કારણે માનવસભ્યતાને વિકસવાની જે તકો પ્રાપ્ત થાય છે તે ખરેખર એક ડહાપણવાળાના ચિંતન તથા તેની સુનિયોજીત યોજના અને તેના તાર્કિક ઈરાદાનું પરિણામ છે. આને માત્ર એક આકસ્મિક ઘટના ઠરાવવા માટે ભારે હઠાગ્રહની જરૂર છે.

(૧૦) ખજૂરના વૃક્ષોમાં કેટલાક એવાં હોય છે જેમનાં મૂળમાંથી એક જ થડ નીકળે છે અને કેટલાકમાં

وَ اِنۡ تَعۡجَبۡ فَعَجَبٌ قَوۡلُهُمۡ ءَاِذَا كُنَّا تُرٰبًا ءَاِنَّا لَفِىۡ خَلۡقٍ جَدِيۡدٍ ؕ
اُولٰٓـئِكَ الَّذِيۡنَ كَفَرُوۡا بِرَبِّهِمۡ‌ ۚ وَاُولٰٓـئِكَ الۡاَغۡلٰلُ فِىۡۤ اَعۡنَاقِهِمۡ‌ ۚ وَ
اُولٰٓـئِكَ اَصۡحٰبُ النَّارِ‌ ۚ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۵﴾ وَيَسۡتَعۡجِلُوۡنَكَ
بِالسَّيِّئَةِ قَبۡلَ الۡحَسَنَةِ وَقَدۡ خَلَتۡ مِنۡ قَبۡلِهِمُ الۡمَثُلٰتُ‌ ؕ وَاِنَّ

**હવે જો તમારે આશ્ચર્ય કરવો હોય તો આશ્ચર્યને લાયક લોકોનું આ કથન છે કે ''જ્યારે અમે મરીને માટી થઈ જઈશું ત્યારે શું અમે નવેસરથી પેદા કરવામાં આવીશું ?'' આ એ લોકો છે જેમણે તેમના માલિક સાથે કુફ્ર કર્યું છે.[૧૨] આ એ લોકો છે જેમનાં ગળાઓમાં તોક પડેલાં છે.[૧૩] આ જહન્નમી છે અને જહન્નમમાં હંમેશાં રહેશે.**

**આ લોકો ભલાઈ પહેલાં બૂરાઈ માટે ઉતાવળા થઈ રહ્યાં છે[૧૪] જો કે આમની પહેલાં ( જે લોકો આ રસ્તે ચાલ્યાં છે તેમની ઉપર અલ્લાહની આફતના) પદાર્થપાઠ આપતા દાખલા બની ગયેલાં છે. હકીકત આ છે કે**

એક મૂળમાંથી બે અથવા વધારે થડ નીકળે છે.

(૧૧) આ આયતમાં અલ્લાહની તૌહીદ તથા તેની કુદરત અને ડહાપણની નિશાનીઓ દેખાડવા ઉપરાંત બીજી એક હકીકતની તરફ પણ સૂક્ષ્મ ઈશારો કરવામાં આવ્યો છે કે અલ્લાહે આ સૃષ્ટિજગતમાં કયાંય પણ એકસરખાપણું રાખ્યું નથી. એક જ ભૂમિ છે પરંતુ તેના પ્રદેશો પોતપોતાના રંગો, આકારો અને ગુણધર્મોમાં અલગ અલગ છે. એક જ ભૂમિ અને એક જ પાણી છે પરંતુ તેમાંથી જાતજાતનાં અનાજ અને ફળ ઉત્પન્ન થઈ રહ્યાં છે. એક જ વૃક્ષ છે અને તેનું દરેક ફળ બીજા ફળ કરતાં પ્રકારની દૃષ્ટિએ એક જ હોવા છતાં, આકાર અને કદ તથા બીજા ગુણોમાં ભિન્ન છે. એક જ મૂળ છે અને તેમાંથી બે અલગ થડ નીકળે છે જેમાંથી દરેક પોતાના અલગ આગવાં ગુણધર્મો ધરાવે છે. આ વાતો ઉપર જો કોઈ માણસ વિચાર કરશે તે કયારેય આ જોઈને આશ્ચર્યચક્તિ નહીં થાય કે માનવીય સ્વભાવમાં તેમજ તેના વલણો અને મિજાજોમાં આટલા મોટા પ્રમાણમાં વિરોધાભાસ છે જેમ કે આગળ જતાં આ જ સૂરઃ માં કહેવામાં આવ્યું છે. જો અલ્લાહે ઈચ્છયું હોત તો તમામ મનુષ્યોને એક સરખા બનાવી શકતો હતો પરંતુ જે નીતિ ઉપર અલ્લાહે આ સૃષ્ટિનું સર્જન કર્યું છે તે એકસરખાપણું નહીં બલકે વૈવિધ્ય અને વિવિધરંગતા ચાહે છે. તમામને એકસરખાં બનાવી દીધા પછી તો આ સમગ્ર જગતનું અસ્તિત્વ જ નિરર્થક બની જાત.

(૧૨) એટલે કે આખિરતનો ઈનકાર હકીકતમાં ખુદાનો તથા તેની કુદરત અને ડહાપણનો ઈનકાર છે. આ લોકો ફકત આટલું જ કહેતાં નથી કે માટીમાં ભળી ગયા પછી અમારૂં બીજીવાર પેદા થવાનું અશકય છે પરંતુ તેમના આ જ કથનમાં આ વિચાર પણ છુપાયેલો છે કે મઆઝલ્લાહ તે ખુદા લાચાર અને વિવશ તેમજ મૂર્ખ અને અક્કલ વગરનો છે જેણે તેમને પેદા કર્યાં છે.

رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ لِّلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ ۚ وَاِنَّ رَبَّكَ لَشَدِيْدُ الْعِقَابِ ⑥
وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَاۤ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ اِنَّمَاۤ اَنْتَ
مُنْذِرٌ وَّلِكُلِّ قَوْمٍ هَادٍ ؑ ⑦ اَللّٰهُ يَعْلَمُ مَا تَحْمِلُ كُلُّ اُنْثٰى وَمَا تَغِيْضُ

રુકૂઅ ૧

**તારો માલિક લોકોના જુલમો છતાં તેમના પ્રત્યે આંખ આડા કાન કરે છે, અને આ પણ હકીકત છે કે તારો માલિક સખત સજા આપનાર છે.**

**આ લોકો જેમણે તમારી વાત માનવાનો ઇનકાર કરી દીધો છે, કહે છે કે "આ માણસ ઉપર તેના માલિક તરફથી કોઈ નિશાની કેમ ન ઊતરી ?"[૧૫] —— તમે તો માત્ર ચેતવનાર છો, અને દરેક કોમ માટે એક માર્ગદર્શક છે.[૧૬] (રુકૂઅ ૧)**

**અલ્લાહ એકેએક ગર્ભવતીના ગર્ભથી વાકેફ છે, જે કંઈ તેમાં બને છે તેને પણ તે જાણે છે**

(૧૩) ગળાની હાંસડી કેદી હોવાની નિશાની છે. આ લોકોના ગળામાં હાંસડીઓ હોવાનો અર્થ આ છે કે આ લોકો તેમના અજ્ઞાન, તેમના હઠાગ્રહ, તેમની મનની ઇચ્છાઓ તથા તેમના બાપદાદાના આંધળા અનુકરણના બંદી બનેલાં છે. આ લોકો સ્વતંત્ર રીતે વિચારી શકતાં નથી, તેમને તેમના પૂર્વગ્રહોએ એવા જકડી લીધેલાં છે કે આ લોકો આખિરતને માની શકતાં નથી, જો કે તેમનું માનવું તદ્દન તર્કસંગત છે અને તેઓ આખિરતના ઇનકાર ઉપર અડગ છે, જો કે તે તદ્દન અતાર્કિક છે.

(૧૪) મક્કાના કાફિરો નબી સ.અ.વ.ને કહેતા હતાં કે જો તમે ખરેખર નબી છો અને તમે જોઈ રહ્યાં છો કે અમે તમને ખોટાં ઠરાવી દીધાં છે તો પછી હવે અમારી ઉપર એ આપત્તિ કેમ આવતી નથી જેની તમે અમને ધમકીઓ આપો છો? તેના આવવામાં બિનજરૂરી રીતે વિલંબ કેમ થઈ રહ્યો છે? કોઈ વખતે તેઓ પડકાર આપતા કહેતાં કે رَبَّنَا عَجِّلْ لَّنَا قِطَّنَا قَبْلَ يَوْمِ الْحِسَابِ (હે ખુદા અમારો હિસાબ તું હમાણાં જ કરી નાખ, કયામત માટે બાકી ન રાખ). અને કયારેક કહેતાં કે اَللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَآءِ اَوِ ائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ ○ (હે ખુદા, જો આ વાતો જે મુહમ્મદ રજૂ કરી રહ્યાં છે, સાચી છે અને તારા જ તરફથી છે તો અમારી ઉપર આકાશમાંથી પથ્થરો વરસાવ અથવા બીજી કોઈ પીડાજનક આફત ઊતારી દે). આ આયતમાં કાફિરોની આ જ વાતોનો જવાબ આપવામાં આવ્યો છે કે આ મૂર્ખાઓ ભલાઈ પહેલાં બૂરાઈની માગણી કરે છે, અલ્લાહ તરફથી તેમને સુધરી જવા માટે જે મહેતલ આપવામાં આવી રહી છે તેનો લાભ ઉઠાવવાને બદલે માગ કરે છે કે આ મહેતલને જલ્દી ખતમ કરી દેવામાં આવે અને તેમના વિદ્રોહી વર્તન માટે તરત જ પકડી લેવામાં આવે.

(૧૫) નિશાની વડે તેમનો આશય એવી નિશાની હતી જેને જોઈને તેમને વિશ્વાસ થઈ જાય કે મુહમ્મદ સ.અ.વ. અલ્લાહના પયગમ્બર છે. તેઓ આપની વાતને તેની સચ્ચાઈની દલીલો દ્વારા સમજવા માટે તૈયાર ન હતાં. તેઓ આપના પવિત્ર ચારિત્ર્યમાંથી બોધ ગ્રહણ કરવા માટે તૈયાર ન હતાં. એ ભારે નૈતિક ક્રાંતિમાંથી પણ કોઈ નિષ્કર્ષ કાઢવા માટે તૈયાર ન હતાં જે આપના શિક્ષણના પ્રભાવથી આપના સાથીદારોના જીવનોમાં દેખાઈ

الْاَرْحَامُ وَمَا تَزْدَادُ ؕ وَكُلُّ شَیْءٍ عِنْدَهٗ بِمِقْدَارٍ ۝٨ عٰلِمُ الْغَیْبِ
وَالشَّهَادَةِ الْكَبِیْرُ الْمُتَعَالِ ۝٩ سَوَآءٌ مِّنْكُمْ مَّنْ اَسَرَّ الْقَوْلَ وَمَنْ
جَهَرَ بِهٖ وَمَنْ هُوَ مُسْتَخْفٍۭ بِالَّیْلِ وَسَارِبٌۢ بِالنَّهَارِ ۝١٠
لَهٗ مُعَقِّبٰتٌ مِّنْۢ بَیْنِ یَدَیْهِ وَمِنْ خَلْفِهٖ یَحْفَظُوْنَهٗ مِنْ

**અને જે કંઈ તેમાં વધઘટ થાય છે તેનાથી પણ તે વાકેફ રહે છે.[૧૭] દરેક વસ્તુ માટે તેને ત્યાં એક પ્રમાણ નિયત છે. તે છૂપી અને જાહેર, દરેક વસ્તુનો જાણનાર છે. તે મહાન છે અને દરેક સંજોગોમાં સર્વોપરી રહેનાર છે. તમારામાંથી કોઈ માણસ ચાહે મોટેથી વાત કરે કે ધીમેથી, અને કોઈ રાતના અંધારામાં છુપાયેલો હોય કે દિવસના પ્રકાશમાં ચાલી રહ્યો હોય, તેના માટે સૌ સમાન છે. દરેક માણસની આગળ અને પાછળ તેના નિમેલાં નિરીક્ષકો લાગેલાં છે જે અલ્લાહના હુકમ હેઠળ તેની દેખરેખ**

રહ્યો હતો. તેઓ એ તાર્કિક દલીલો ઉપર પણ વિચાર કરવા માટે તૈયાર ન હતાં જે તેમના શિર્કયુકત ધર્મ અને તેમની જહાલતકાળની અંધશ્રદ્ધાઓની ભૂલો સ્પષ્ટ કરવા માટે કુર્આનમાં રજૂ કરવામાં આવી રહી હતી. આ તમામ વસ્તુઓને છોડીને તેઓ ઈચ્છતા હતાં કે તેમને કોઈ ચમત્કાર દેખાડવામાં આવે જેના માપદંડના આધારે તેઓ મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરીને ચકાસી શકે.

(૧૬) આ તેમની માગણીનો ટૂંકો જવાબ છે જે સીધેસીધો તેમને આપવાને બદલે અલ્લાહતઆલાએ પોતાના પયગમ્બર સ.અ.વ.ને સંબોધીને આપ્યો છે. આનો અર્થ આ છે કે હે નબી તમે આ ચિંતા ન કરો કે આ લોકોને સંતોષ આપવા માટે કેવો ચમત્કાર દેખાડવામાં આવે. તમારું કામ દરેકને સંતોષ આપવાનું નથી. તમારું કામ તો ફકત આટલું જ છે કે ગફલતની ઊંઘમાં પડેલાં લોકોને જાગૃત કરી દો અને તેમને ખોટા રસ્તે જવાના ખરાબ પરિણામથી ચેતવી દો. આ સેવા અમે દરેક યુગમાં, દરેક કોમમાં, કોઈને કોઈ માર્ગદર્શક નિમીને લીધી છે. હવે તમારી પાસેથી આ જ સેવા લઈ રહ્યાં છીએ. આના પછી જેનું મન કરે, આંખો ખોલે અને જેનું મન ચાહે ગફલતમાં પડયો રહે. આ ટૂંકો જવાબ આપીને અલ્લાહતઆલા તેમની માગણી તરફથી મોઢું ફેરવી લે છે અને તેમને ચેતવે છે કે તમે કોઈ અંધેરનગરીમાં નથી રહેતાં કે જયાં કોઈ ચોપટ રાજાનું રાજ હોય. તમારો સામનો એક એવા ખુદાની સાથે છે જે તમારામાંથી દરેકજણને એ સમયથી ઓળખે છે જયારે તમે તમારી માતાઓના ગર્ભમાં ઉછરી રહ્યા હતાં, અને જીવનભર તમારી એકએક હરકત ઉપર નજર રાખે છે. તેને ત્યાં તમારા ભાગ્યનો ફેંસલો શુદ્ધ ન્યાયપૂર્વક તમારા ગુણો અનુસાર થાય છે અને ધરતી અને આકાશમાં કોઈ શકિત એવી નથી જે તેના ફેંસલાઓ ઉપર પ્રભાવ પાડી શકે.

(૧૭) આનો અર્થ આ છે કે માતાઓના ગર્ભમાં બાળકના અંગો, તેની શકિતઓ અને કૌશલ્યો, અને

أَمْرِ اللّٰهِ ۗ إِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ مَا بِقَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِأَنْفُسِهِمْ ۗ
وَإِذَآ أَرَادَ اللّٰهُ بِقَوْمٍ سُوْٓءًا فَلَا مَرَدَّ لَهٗ ۚ وَمَا لَهُمْ مِّنْ دُوْنِهٖ
مِنْ وَّالٍ ﴿١١﴾ هُوَ الَّذِيْ يُرِيْكُمُ الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا وَّيُنْشِئُ
السَّحَابَ الثِّقَالَ ﴿١٢﴾ وَيُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰٓئِكَةُ مِنْ

**રાખી રહ્યાં છે.[૧૮] હકીકત આ છે કે અલ્લાહ કોઈ કોમની સ્થિતિને બદલતો નથી જ્યાં સુધી તે પોતે તેના લક્ષણોને બદલી નાખતી નથી. અને જ્યારે અલ્લાહ કોઈ કોમની દુર્દશા કરવાનો ફેંસલો કરી લે ત્યાર પછી તે કોઈના ટાળ્યે ટળી શકતી નથી, ન તો અલ્લાહની સામે આવી કોમનો કોઈ મદદગાર અને હિમાયતી થઈ શકે છે.[૧૯]**

**તે જ છે જે તમારી સામે વીજળીઓ ચમકાવે છે જેને જોઈને તમને આશંકાઓ પણ થાય છે અને આશાઓ પણ બંધાય છે. તે જ છે જે પાણીથી લદાયેલાં વાદળો ઊઠાવે છે. વાદળોની ગર્જના તેની પ્રશંસાની સાથે તેની પાકીનું વર્ણન કરે છે[૨૦] અને ફરિશ્તા તેના ડરથી ધ્રુજતાં ધ્રુજતાં તેની**

---

તેની લાયકાતો તથા ક્ષમતાઓમાં જે કંઈ વધારો કે ઘટાડો હોય છે, અલ્લાહની સીધી દેખરેખ નીચે હોય છે.

(૧૮) એટલે કે વાત ફક્ત આટલી જ નથી કે અલ્લાહતઆલા દરેક માણસને દરેક સંજોગોમાં સીધો જાતે જ જોઈ રહ્યો છે અને તેની તમામ ગતિવિધિઓથી વાકેફ છે બલકે વધુમાં અલ્લાહના નિમેલાં નિરીક્ષકો પણ દરેક માણસની સાથે લાગેલાં છે અને તેના સંપૂર્ણ જીવનની કારર્કિદીનો રેકર્ડ નોંધતાં જાય છે. આ હકીકત જણાવવા પાછળનો આશય આ છે કે આવા ખુદાની ખુદાઈમાં જે લોકો આ માનીને જીવન ગુજારે છે કે તેમને નિરંકુશ ઊંટની જેમ ભૂમિમાં છોડી દેવામાં આવ્યાં છે અને કોઈ નથી જેની સામે તેઓ તેમના કર્મો માટે જવાબદાર હોય, તેઓ હકીકતમાં પોતાના વિનાશને નોતરે છે.

(૧૯) એટલે કે આ ગેરસમજમાં પણ ન રહો કે અલ્લાહને ત્યાં કોઈ પીર કે ફકીર અથવા ભૂતપૂર્વ કે પછીનો મહાપુરૂષ, અથવા કોઈ જિન્નાત અથવા ફરિશ્તો એવો શક્તિશાળી છે કે તમે ગમે તે કરતાં રહો તમારી ભેટસોગાદો અને પધરામણીઓની લાંચ લઈને તમને તમારા બૂરાં કર્મોની સજામાંથી બચાવી લેશે.

(૨૦) એટલે કે વાદળોની ગર્જના આ જાહેર કરે છે કે જે ખુદાએ આ પવનો ચલાવ્યાં, આ વરાળો ઊઠાવી, આ ઘટ્ટ વાદળો એકત્ર કર્યાં, આ વીજળીને વરસાદનું માધ્યમ બનાવી અને આવી રીતે ધરતીના જીવો માટે પાણી પૂરું પાડવાની વ્યવસ્થા કરી, તેની પાકીનું વર્ણન કરવામાં આવે છે અને તે પવિત્ર છે, તેના ડહાપણ અને શક્તિમાં પરિપૂર્ણ છે, તેના ગુણોમાં ખામીરહિત છે અને તેની ખુદાઈમાં તેનો કોઈ ભાગીદાર નથી. પશુઓની જેમ સાંભળનારા લોકો તો માત્ર ગર્જનાનો અવાજ જ સાંભળે છે પરંતુ જે લોકો સતર્ક કાન ધરાવે છે તેઓ વાદળોની ભાષામાંથી તૌહીદની આ ઘોષણા સાંભળે છે.

خِيۡفَتِهٖ‌ۚ وَيُرۡسِلُ الصَّوَاعِقَ فَيُصِيۡبُ بِهَا مَنۡ يَّشَآءُ وَهُمۡ
يُجَادِلُوۡنَ فِى اللّٰهِ‌ۚ وَهُوَ شَدِيۡدُ الۡمِحَالِ ؕ ﴿۱۳﴾ لَهٗ دَعۡوَةُ الۡحَـقِّ‌ ؕ وَ
الَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِهٖ لَا يَسۡتَجِيۡبُوۡنَ لَهُمۡ بِشَىۡءٍ اِلَّا
كَبَاسِطِ كَفَّيۡهِ اِلَى الۡمَآءِ لِيَبۡلُغَ فَاهُ وَمَا هُوَ بِبَالِغِهٖ‌ ؕ وَمَا
دُعَآءُ الۡكٰفِرِيۡنَ اِلَّا فِىۡ ضَلٰلٍ ﴿۱۴﴾ وَلِلّٰهِ يَسۡجُدُ مَنۡ فِى السَّمٰوٰتِ

---

**પાકીનું વર્ણન કરે છે.[૨૧] તે ગર્જન કરતી વીજળીઓને મોકલે છે અને (ઘણી વખત) તેમને જેની ઉપર ઇચ્છે છે બરાબર એ જ હાલતમાં પાડી દે છે કે જ્યારે લોકો અલ્લાહ વિષે ઝઘડી રહ્યાં હોય છે. હકીકતમાં તેની ચાલ ઘણી જબરજસ્ત છે.[૨૨]**

**તેને જ પોકારવો સાચું છે.[૨૩] રહી એ બીજી હસ્તીઓ જેમને આને છોડીને આ લોકો પોકારે છે, તે તેમની દુઆઓનો કોઈ જવાબ આપી શકતી નથી. તેમને પોકારવું તો આવું છે જાણે કે એક માણસ પાણી તરફ હાથ ફેલાવીને તેને વિનંતી કરે કે તું મારા મોઢા સુધી પહોંચી જા, જો કે પાણી તેના સુધી પહોંચવાનું નથી. બસ આવી જ રીતે કાફિરોની દુઆઓ પણ કંઈ નથી બલકે લક્ષ્ય વિનાનું તીર ! એ તો અલ્લાહ જ છે જેને ધરતી અને**

---

(૨૧) ફરિશ્તાઓનું ખુદાઈ પ્રતાપથી ધ્રુજવાનો તેમજ તેની પાકીનું વર્ણન કરવાનો ઉલ્લેખ વિશેષરૂપે અહીં એટલા માટે કરવામાં આવ્યો છે કે મુશ્રિકો દરેક જમાનામાં ફરિશ્તાઓને દેવતા અને ઉપાસ્ય માનતા રહ્યાં છે અને તેમની આ ધારણા રહી છે કે તે અલ્લાહતઆલાની સાથે ખુદાઈમાં તેમની ભાગીદાર છે. આ મિથ્યા ખ્યાલનું ખંડન કરવા માટે કહેવામાં આવ્યું કે તેઓ સર્વોચ્ચ સત્તામાં ખુદાના ભાગીદાર નથી બલકે આજ્ઞાંકિત સેવકો છે અને તેમના માલિકના પ્રતાપથી ધ્રુજતાં ધ્રુજતાં તેની પાકીનું વર્ણન કરી રહ્યાં છે.

(૨૨) એટલે કે તેની પાસે અસંખ્ય હથિયારો છે અને જે વખતે જેની સામે જે હથિયાર વડે ઇચ્છે તેવી રીતે કામ લઈ શકે છે કે પ્રહારની એક ક્ષણ પહેલાં પણ તેને ખબર હોતી નથી કે કઈ બાજુથી કયારે પ્રહાર થવાનો છે. આવી સંપૂર્ણ શકિતશાળી હસ્તી વિષે આવી રીતે સમજ્યા વિના જે લોકો ઊંધી-સીધી વાતો કરે છે તેમને કોણ બુદ્ધિશાળી કહી શકે?

(૨૩) પોકારવાનો અર્થ પોતાની જરૂરિયાતો માટે મદદ માટે પોકારવું છે. એટલે કે જરૂરિયાતો પૂરી પાડવાની તેમજ સંકટ દૂર કરવાની તમામ સત્તાઓ તેના જ હાથમાં છે તેથી માત્ર તેની પાસે જ દુઆઓ માગવી યોગ્ય છે.

وَ الْاَرْضِ طَوْعًا وَّ كَرْهًا وَّ ظِلٰلُهُمْ بِالْغُدُوِّ وَ الْاٰصَالِ ۩ ﴿۱۵﴾ قُلْ
مَنْ رَّبُّ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ قُلِ اللّٰهُ ؕ قُلْ اَفَاتَّخَذْتُمْ
مِّنْ دُوْنِهٖۤ اَوْلِيَآءَ لَا يَمْلِكُوْنَ لِاَنْفُسِهِمْ نَفْعًا وَّ لَا ضَرًّا ؕ قُلْ
هَلْ يَسْتَوِي الْاَعْمٰى وَ الْبَصِيْرُ ۙ۬ اَمْ هَلْ تَسْتَوِي الظُّلُمٰتُ

**આકાશની પ્રત્યેક વસ્તુ ઈચ્છાથી કે અનિચ્છાએ સિજદો કરી રહી છે[૨૪] અને તમામ વસ્તુઓના પડછાયાં સવારે અને સાંજે તેની આગળ ઝુંકે છે.[૨૫]**

**આમને પૂછો, આકાશ અને ધરતીનો માલિક કોણ છે ? —— કહો, અલ્લાહ.[૨૬] પછી આમને કહો કે જયારે હકીકત આ છે ત્યારે શું તમે તેને છોડીને આવા દેવી-દેવતાઓને તમારા કાર્યસાધક ઠરાવી લીધાં જે ખુદ તેમના માટે પણ કોઈ નફા અને નુકસાનનો અધિકાર ધરાવતાં નથી ? કહો, શું આંધળો અને આંખોવાળો સમાન હોય છે ?[૨૭] શું પ્રકાશ અને અંધારાં**

(૨૪) સિજદાનો અર્થ આજ્ઞાપાલનમાં ઝુંકવું, હુકમનો અમલ કરવો અને આજ્ઞાપાલનમાં માથું ઝુકાવવું છે. ધરતી અને આકાશની દરેક મખ્લૂક આ અર્થમાં અલ્લાહને સિજદો કરી રહી છે કે તે તેના કાનૂનને આધીન છે અને તેની મરજી સામે લેશમાત્ર પણ વિદ્રોહ કરી શકતી નથી. મુસલમાન તેની સામે રાજીખુશીથી ઝૂકે છે, જયારે કાફિરને લાચારીપૂર્વક ઝૂકવું પડે છે, કેમ કે ખુદાના પ્રાકૃતિક કાનૂનથી દૂર રહેવું તેની તાકાતની બહાર છે.

(૨૫) પડછાયાં દ્વારા સિજદાનો અર્થ આ છે કે વસ્તુઓના પડછાયાં સવાર-સાંજ પશ્ચિમ અને પૂર્વ તરફ પડે છે તે આની નિશાની છે કે આ તમામ વસ્તુઓ કોઈના હુકમને આધીન છે તેમજ કોઈના કાનૂન હેઠળ કામ કરી રહી છે.

(૨૬) ધ્યાનમાં રહે કે એ લોકો પોતે આ વાત માનતા હતાં કે ધરતી અને આકાશનો માલિક અલ્લાહ છે. તેઓ આ સવાલનો જવાબ નકારમાં આપી શકે તેમ ન હતાં કેમ કે આ નકાર પોતે તેમની પોતાની માન્યતાની વિરૂદ્ધ હતો. પરંતુ નબી સ.અ.વ. દ્વારા પૂછવામાં આવતાં તેઓ હકારમાં પણ આનો જવાબ આપવાથી દૂર રહેતા હતાં, કેમ કે એકરાર પછી તૌહીદનું માનવું ફરજિયાત બની જતું હતું તથા શિર્ક માટે કોઈ તર્કસંગત આધાર બાકી રહેતો ન હતો. એટલા માટે પોતાના પક્ષે રહેલી નબળાઈને અનુભવીને તેઓ આ પ્રશ્નના જવાબમાં ચૂપ થઈ જતા હતાં. આ જ કારણ છે કે કુર્આનમાં ઠેર ઠેર અલ્લાહતઆલા નબી સ.અ.વ.ને કહે છે કે આ લોકોને પૂછો કે ધરતી અને આકાશનો સર્જક કોણ છે? સૃષ્ટિનો માલિક કોણ છે? તમને રોજી આપનાર કોણ છે? પછી હુકમ આપે છે કે તમે પોતે કહો કે અલ્લાહ. અને ત્યાર પછી આવી રીતે દલીલ કરે છે કે જયારે આ

وَالنُّوْرُ ۚ اَمْ جَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ خَلَقُوْا كَخَلْقِهٖ فَتَشَابَهَ الْخَلْقُ عَلَيْهِمْ ؕ قُلِ اللّٰهُ خَالِقُ كُلِّ شَیْءٍ وَّهُوَ الْوَاحِدُ الْقَهَّارُ ﴿١٦﴾

**સરખાં હોય છે ?[૨૮] અને જો આવું નથી તો શું આમના ઠરાવેલાં ભાગીદારોએ પણ અલ્લાહની જેમ કંઈ પેદા કર્યું છે કે તેના કારણે તેમના માટે સર્જનનો મામલો શંકાસ્પદ બની ગયો ?[૨૯] —— કહો, દરેક વસ્તુનો સર્જક માત્ર અલ્લાહ છે અને તે અદ્વિતીય છે, સૌની ઉપર વર્ચસ્વ ધરાવનાર ![૩૦]**

તમામ કામ અલ્લાહનાં છે તો આ બીજા બધાં કોણ છે જેમની તમે બંદગી કરી રહ્યાં છો?

(૨૭) આંધળાનો મતલબ એ માણસ છે જેની સામે સૃષ્ટિમાં ચારેય તરફ અલ્લાહની એકતાની નિશાનીઓ અને પુરાવા ફેલાયેલાં છે પરંતુ તે તેમાંથી કોઈ પણ વસ્તુને જોતો નથી. અને આંખોવાળાનો અર્થ એ લોકો છે જેમના માટે સૃષ્ટિના કણેકણમાં તેમજ એકએક પાંદડામાં સર્જકની ઓળખના તુમાર ખુલ્લા પડેલાં છે. અલ્લાહતઆલાના આ સવાલનો અર્થ આ છે કે અક્કલના આંધળાં ! જો તમને કંઈ જ ન દેખાતું હોય તો દૃષ્ટિવાન લોકો શા માટે તેમની આંખો ફોડી નાખે? જે માણસ સત્યને પ્રગટ રીતે જોઈ રહ્યો છે તેના માટે આ કેવી રીતે શકય છે કે તે તમારા જેવા આંધળા માણસોની જેમ ઠોકરો ખાતો રહે?

(૨૮) પ્રકાશનો અર્થ સત્યજ્ઞાનનો એ પ્રકાશ છે જે નબી સ.અ.વ. તથા તેમના અનુયાયીઓની પાસે હતો અને અંધારાનો અર્થ અજ્ઞાનના એ અંધારાં છે જેમાં ઇનકાર કરનારા લોકો ભટકી રહ્યા હતાં. સવાલનો આશય આ છે કે જેને પ્રકાશ મળી ગયો છે તે કેવી રીતે પોતાનો દીવો ઓલવીને અંધારાંમાં ઠોકરો ખાવાનું સ્વીકારી શકે? તમે જો પ્રકાશની કદર ન સમજતાં હોવ તો ભલે પરંતુ જેણે તે મેળવી લીધો છે, જે પ્રકાશ અને અંધારા વચ્ચેનો ભેદ ઓળખી ગયો છે, જે દિવસના અજવાળામાં સીધો રસ્તો સ્પષ્ટપણે જોઈ રહ્યો છે, તે પ્રકાશને છોડીને અંધારાંમાં ભટકવા માટે કેવી રીતે તૈયાર થઈ શકે છે ?

(૨૯) આ સવાલનો અર્થ આ છે કે જો દુનિયામાં કેટલીક વસ્તુઓ અલ્લાહતઆલાએ સર્જી હોત અને કેટલીક વસ્તુઓ બીજાંએ, અને એ જાણવાનું મુશ્કેલ હોત કે ખુદાની સર્જકતાનું કામ કયું છે અને બીજાંનું કયું, તો તો ખરેખર શિર્ક માટે કોઈ વ્યાજબી આધાર હોઈ શકત. પરંતુ જયારે આ મુશ્રિક લોકો પોતે જ માને છે કે તેમના દેવ-દેવીઓમાંથી કોઈએ એક તણખલું અને એક વાળ સુદ્ધાં સર્જયું નથી, અને જયારે તેમણે પોતે માની લીધું છે કે સર્જનમાં આ બનાવટી ખુદાઓનો લેશમાત્ર પણ હિસ્સો નથી ત્યારે આ બનાવટી દેવી-દેવતાઓને સર્જકના અધિકારો અને સત્તાઓમાં કયા આધારે ભાગીદાર બનાવી દેવામાં આવ્યાં?

(૩૦) આયતમાં قَهَّار શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ ''એ હસ્તી જે સ્વબળે બધાંની ઉપર શાસન કરે અને બધાંને તાબે બનાવીને રાખે'' છે. આ વાત કે ''અલ્લાહ જ દરેક વસ્તુનો સર્જક છે'' મુશ્રિકોએ પોતે કબૂલેલી એ હકીકત છે જેનાથી તેમને કયારેય ઇનકાર ન હતો. અને આ વાત કે ''તે એકલો અને જબરદસ્ત શકિતશાળી છે'' આ સ્વીકારાયેલી હકીકતનું અનિવાર્ય પરિણામ છે જેનો ઇનકાર કરવો, પહેલી હકીકતને માની લીધા પછી, કોઈ પણ બુદ્ધિશાળી માણસ માટે શકય નથી. એટલા માટે કે જે દરેક વસ્તુનો સર્જક છે તે

اَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَالَتۡ اَوۡدِيَةٌۢ بِقَدَرِهَا فَاحۡتَمَلَ
السَّيۡلُ زَبَدًا رَّابِيًا‌ ؕ وَمِمَّا يُوۡقِدُوۡنَ عَلَيۡهِ فِى النَّارِ ابۡتِغَآءَ
حِلۡيَةٍ اَوۡ مَتَاعٍ زَبَدٌ مِّثۡلُهٗ‌ ؕ كَذٰلِكَ يَضۡرِبُ اللّٰهُ الۡحَـقَّ وَ
الۡبَاطِلَ ؕ فَاَمَّا الزَّبَدُ فَيَذۡهَبُ جُفَآءً‌ ۚ وَاَمَّا مَا يَنۡفَعُ النَّاسَ
فَيَمۡكُثُ فِى الۡاَرۡضِ‌ ؕ كَذٰلِكَ يَضۡرِبُ اللّٰهُ الۡاَمۡثَالَ ؕ‏ ﴿۱۷﴾

**અલ્લાહે આકાશમાંથી પાણી વરસાવ્યું અને દરેક નદી-નાળું તેની ગુંજાશ પ્રમાણે તેને લઈને ચાલી નીકળ્યું. પછી જ્યારે પૂર આવ્યું ત્યારે સપાટી ઉપર ફીણ પણ આવી ગયાં.[૩૧] અને આવાં જ ફીણ એ ધાતુઓમાં પણ ઊભરાય છે જેમને ઘરેણાં અને વાસણ વગેરે બનાવવા માટે લોકો ઓગાળતાં હોય છે.[૩૨] આ જ ઉદાહરણ વડે અલ્લાહ સત્ય અને અસત્યના મામલાને સ્પષ્ટ કરે છે. જે ફીણ છે તે ઊડી જતું હોય છે અને જે લોકો માટે ફાયદાકારક છે તે ધરતી ઉપર રોકાઈ જાય છે. આવી રીતે અલ્લાહ ઉદાહરણો દ્વારા પોતાની વાત સમજાવે છે.**

અનિવાર્ય રીતે એકલો અને એકાકી છે કારણ કે બીજી જે કોઈ વસ્તુ પણ છે તે તેનું જ સર્જન છે. તો પછી આ કેવી રીતે શકય હોય કે કોઈ સર્જન પોતાના સર્જકની હસ્તી અથવા ગુણો અથવા અધિકારો અથવા સત્તાઓમાં તેનો ભાગીદાર હોય? આવી જ રીતે તે અનિવાર્યપણે જબરદસ્ત શકિતશાળી પણ છે કારણ કે સર્જનનું પોતાના સર્જકને તાબે થઈને રહેવું એ સર્જકતાની કલ્પનાને તદ્દન અનુરૂપ છે. સંપૂર્ણ વર્ચસ્વ જો સર્જક પાસે ન હોય તો તે સર્જન જ કેવી રીતે કરી શકે? તેથી જે માણસ અલ્લાહને સર્જક માને છે તેના માટે આ બે ખાસ બુદ્ધિગમ્ય અને તર્કસંગત પરિણામોનો ઈનકાર કરવાનું શકય રહેતું નથી, અને આના પછી આ વાત સાવ અતાર્કિક ઠરે છે કે એક માણસ સર્જકને છોડીને સર્જનની બંદગી કરે અને વર્ચસ્વશાળીને છોડીને તાબેદારને સંકટ દૂર કરવા માટે પોકારે.

(૩૧) આ ઉદાહરણમાં એ જ્ઞાનને કે જે નબી સ.અ.વ. ઉપર વહી દ્વારા ઊતારવામાં આવ્યું હતું, આકાશના વરસાદ સાથે સરખાવવામાં આવ્યું છે અને ઈમાનનો સ્વીકાર કરનારા નરમ દિલના લોકોને એ નદી-નાળાં જેવા ગણાવવામાં આવ્યાં છે જે પોતપોતાની ક્ષમતા પ્રમાણે વરસાદથી તૃપ્ત થઈને વહેવા માંડે છે. અને એ હોહા અને વિદ્રોહને જે ઈસ્લામી આંદોલનની સામે ઈનકાર કરનારા તથા વિરોધીઓએ ઊભો કરેલો હતો, તેને ફીણ અને કચરા સાથે સરખાવવામાં આવ્યાં છે જે હંમેશાં પૂર આવતાં જ સપાટી ઉપર ઉછળવા અને કૂદવા માંડે છે.

(૩૨) એટલે કે ભઠ્ઠી જે કામ માટે પેટાવવામાં આવે છે તે છે શુદ્ધ ધાતુને તપાવીને ઉપયોગી બનાવવી. પરંતુ જયારે પણ આ કામ કરવામાં આવે છે ત્યારે કચરો અચૂક ઉપર ઉભરાઈ આવે તેમજ એવી રીતે ફર્યા કરે છે

لِلَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمُ الْحُسْنٰى ؕ وَالَّذِيْنَ لَمْ يَسْتَجِيْبُوْا لَهٗ لَوْ
اَنَّ لَهُمْ مَّا فِى الْاَرْضِ جَمِيْعًا وَّ مِثْلَهٗ مَعَهٗ لَا فْتَدَوْا بِهٖ ؕ
اُولٰٓئِكَ لَهُمْ سُوْٓءُ الْحِسَابِ ۙ۬ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمِهَادُ ﴿١٨﴾

રુકૂઅ ૨ النصف

**જે લોકોએ તેમના માલિકનો સંદેશ સ્વીકારી લીધો તેમના માટે ભલાઈ છે, અને જેમણે તેને સ્વીકાર્યો નહીં તેઓ જો ધરતીની બધી જ દોલતના પણ માલિક હોય અને એટલી જ બીજી ભેગી કરી લે તો તેઓ અલ્લાહની પકડમાંથી બચવા માટે આ તમામને મુક્તિદંડ પેટે આપી દેવા માટે તૈયાર જઈ જશે.[૩૩] આ એ લોકો છે જેમની પાસેથી ખરાબ રીતે હિસાબ લેવામાં આવશે[૩૪] અને તેમનું ઠેકાણું જહન્નમછે, ઘણું જ ખરાબ ઠેકાણું. (રુકૂઅ ૨)**

કે થોડા સમય સુધી તો સપાટી ઉપર તે જ એકલો દેખાતો રહે છે.

(૩૩) એટલે કે એ વખતે તેમની ઉપર એવી આફત આવશે કે તેઓ તેમનો જીવ છોડાવવા માટે દુનિયા અને દુનિયાની અંદરની તમામ દોલત આપી દેતાં પણ ખચકાશે નહીં.

(૩૪) ખરાબ હિસાબ-કિતાબ અથવા કડક હિસાબ-કિતાબનો અર્થ આ છે કે માણસની કોઈ પણ ભૂલ અથવા ચૂક માફ કરવામાં ન આવે, કોઈ કસૂર જે તેણે કર્યો હોય, તે પૂછયા વિના છોડાય નહીં.

કુર્આન આપણને જણાવે છે કે અલ્લાહતઆલા આવી જાતનો હિસાબ-કિતાબ તેના એ બંદાઓ સાથે કરશે જે તેના વિદ્રોહી બનીને જીવ્યાં છે. આનાથી ઊલટું, જેમણે તેમની ખુદા સાથે વફાદારી નિભાવી છે તેમજ આજ્ઞાંકિત બનીને જીવ્યાં છે તેમનો ‘‘હિસાબેયસીર’’ એટલે કે હળવો હિસાબ લેવામાં આવશે, તેમની સેવાઓની સામે તેમની ભૂલોને દરગુજર કરવામાં આવશે અને તેમની સમગ્ર કાર્યશૈલીની ભલાઈને ધ્યાનમાં રાખીને તેમની ઘણી ખામીઓની અવગણના કરવામાં આવશે. આની વધુ સ્પષ્ટતા આ હદીસ દ્વારા થાય છે જે હઝરત આઇશા રદિ. પાસેથી અબુદાઊદમાં નોંધવામાં આવી છે. તેઓ કહે છે કે મેં કહ્યું, હે રસૂલૂલ્લાહ! મારા મતે અલ્લાહની કિતાબની સૌથી વધુ ડરામણી આયત એ છે જેમાં કહેવામાં આવ્યું છે કે مَنْ يَّعْمَلْ سُوْٓءًا يُّجْزَ بِهٖ ‘‘જે માણસ કોઈ બૂરાઈ આચરશે તે તેની સજા પામશે.’’ તો નબી સ.અ.વ.એ કહ્યું ‘‘આઇશા, શું તમને ખબર નથી કે ખુદાના આજ્ઞાંકિત બંદાને દુનિયામાં જે કંઈ તકલીફ પહોંચે છે, એટલે સુધી કે જો એક કાંટો પણ તેને વાગે છે ત્યારે અલ્લાહ તેને તેના કોઈને કોઈ કસૂરની સજા ગણીને તેનો હિસાબ ચોખ્ખો કરી દે છે? આખિરતમાં તો જેનો પણ હિસાબ લેવામાં આવશે તે સજા પામીને રહેશે. હઝરત આઇશા રદિ.એ કહ્યું ‘‘તો અલ્લાહતઆલાના આ વચનનો અર્થ શું છે કે ? فَاَمَّا مَنْ اُوْتِىَ كِتٰبَهٗ بِيَمِيْنِهٖ ○ فَسَوْفَ يُحَاسَبُ حِسَابًا يَّسِيْرًا ‘‘જેની કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવશે તેની પાસેથી હળવો હિસાબ લેવામાં આવશે.’’ નબી સ.અ.વ. એ જવાબ દીધો ‘‘આનો અર્થ છે હાજર થવું (એટલે કે તેમની ભલાઈઓની સાથે તેમની બૂરાઈઓ પણ અલ્લાહતઆલાની સામે જરૂર રજૂ થશે) પરંતુ જેની પૂછપરછ થઈ તો સમજી લો કે તે માર્યો ગયો.’’

اَفَمَنْ يَّعْلَمُ اَنَّمَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ الْحَقُّ كَمَنْ هُوَ اَعْمٰى ؕ
اِنَّمَا يَتَذَكَّرُ اُولُوا الْاَلْبَابِ ۙ﴿۱۹﴾ الَّذِيْنَ يُوْفُوْنَ بِعَهْدِ اللّٰهِ وَلَا
يَنْقُضُوْنَ الْمِيْثَاقَ ۙ﴿۲۰﴾ وَالَّذِيْنَ يَصِلُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ

**આ તો કઈ રીતે થઈ શકે કે એ માણસ જે તમારા માલિકના આ ગ્રંથને જે તેણે તમારી ઉપર ઊતાર્યો છે સાચો માને છે, અને એ માણસ જે આ હકીકત તરફથી આંધળો છે, બન્ને સમાન થઈ જાય ?[૩૫] શિખામણ તો બુદ્ધિશાળી લોકો જ સ્વીકારે છે.[૩૬] અને આ લોકોનું વર્તન આ હોય છે કે અલ્લાહ સાથેનો તેમનો વાયદો પૂરો કરે છે, તેને મજબૂત બાંધ્યા પછી તોડી નાખતાં નથી.[૩૭] તેમનું વર્તન આ હોય છે કે અલ્લાહે જે જે સંબંધો કાયમ રાખવાનો હુકમ આપ્યો છે[૩૮] તેમને કાયમ રાખે છે,**

આનું ઉદાહરણ આવું છે જેમ કે કોઈ માણસ તેના વફાદાર અને આજ્ઞાંકિત નોકરની નાની નાની ભૂલો માટે કયારેય સખતાઈ કરતો નથી બલકે તેના મોટા મોટા કસૂર પણ તેની સેવાઓને ધ્યાનમાં રાખીને માફ કરી દે છે. પરંતુ જો કોઈ નોકરની ગદ્દારી અને બેઈમાની સાબિત થઈ જાય તો તેની કોઈ સેવા ગણતરીમાં લેવાને લાયક રહેતી નથી અને તેના નાના-મોટાં બધાં જ ગુના ગણતરીમાં આવી જાય છે.

(૩૫) એટલે કે ન તો દુનિયામાં આ બન્નેનું વલણ સમાન હોઈ શકે છે ન તો આખિરતમાં તેમનું પરિણામ એકસમાન.

(૩૬) એટલે કે ખુદાના મોકલેલા આ શિક્ષણ અને ખુદાના પયગમ્બરના આ સંદેશને જે લોકો સ્વીકારી લે છે તેઓ અક્કલના આંધળાં નથી બલકે સતર્ક અને જાગૃત લોકો જ હોય છે. અને પછી દુનિયામાં તેમના ચારિત્ર્યનો એ રંગ તેમજ આખિરતમાં તેમનું એ પરિણામ આવે છે જે હવે પછીની આયતોમાં જણાવવામાં આવેલું છે.

(૩૭) આનો અર્થ એ અનાદિકાળનો વાયદો છે જે અલ્લાહતઆલાએ સર્જનની શરૂઆતમાં તમામ મનુષ્યો પાસેથી લીધો હતો કે તેઓ માત્ર તેની જ બંદગી કરશે. (સમજૂતી માટે જુઓ, સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંક-૧૩૪,૧૩૫). આ વાયદો દરેક માણસ પાસેથી લેવામાં આવ્યો છે, તે દરેકની પ્રકૃતિમાં અંકિત છે, અને એ જ વખતે પાકો થઈ જાય છે જયારે માણસ અલ્લાહતઆલાની સર્જનશક્તિ વડે અસ્તિત્વમાં આવે છે અને તેની દેખરેખ હેઠળ ઉછેર પામે છે. ખુદાની આપેલી રોજી વડે ઉછરવું, તેણે પેદા કરેલી વસ્તુઓને ઉપયોગમાં લેવી અને તેણે એનાયત કરેલી શકિતઓનો ઉપયોગ કરવો આપોઆપ માનવીને ખુદાની સાથે બંદગીના એક પાકા વાયદામાં બાંધી દે છે જેને તોડવાની હિંમત કોઈ સજાગ અને વફાદાર માણસ કરી શકતો નથી, સિવાય કે અજાણતાં કયારેયક અચાનક તેનાથી કોઈ ચૂક થઈ જાય.

(૩૮) એટલે કે એ બધાં જ સામાજિક અને સાંસ્કૃતિક સંબંધો જેમની સ્વસ્થતા ઉપર માનવીની સામાજિક જીવનનું કલ્યાણ અને સફળતા આધારિત છે.

وَ يَخْشَوْنَ رَبَّهُمْ وَ يَخَافُوْنَ سُوْٓءَ الْحِسَابِ ۝٢١ وَ الَّذِيْنَ صَبَرُوا ابْتِغَآءَ وَجْهِ رَبِّهِمْ وَ اَقَامُوا الصَّلٰوةَ وَ اَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّ عَلَانِيَةً وَّ يَدْرَءُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ اُولٰٓئِكَ لَهُمْ عُقْبَى الدَّارِ ۝٢٢

**તેમના માલિકથી ડરે છે અને એ વાતનો ભય રાખે છે કે ક્યાંક તેમની પાસેથી ખરાબ રીતે હિસાબ લેવામાં ન આવે. તેમની હાલત આ હોય છે કે તેમના માલિકની પ્રસન્નતા માટે ધીરજપૂર્વક વર્તે છે,[૩૯] નમાઝ કાયમ કરે છે, અમારી આપેલી રોજીમાંથી જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે, અને બૂરાઈને ભલાઈ વડે દૂર કરે છે.[૪૦] આખિરતનું ઘર આ જ લોકો માટે છે,**

(૩૯) એટલે કે તેમની ઇચ્છાઓને અંકુશમાં રાખે છે, તેમની લાગણીઓ અને વલણોને શરીઅતના કાનૂનને આધીન બનાવે છે, ખુદાની અવજ્ઞામાં જે જે ફાયદા અને લિજ્જતોની લાલચ દેખાય છે તેમને જોઈને લપસી પડતાં નથી, અને ખુદાના આજ્ઞાપાલનમાં જે જે નુકસાન અને તકલીફોની સંભાવનાઓ છે તેમને સહન કરતાં જાય છે. આ દૃષ્ટિએ મુસલમાનનું સમગ્ર જીવન વાસ્તવમાં ધીરજનું જીવન છે કારણ કે તે ખુદાની પ્રસન્નતાની આશાએ તથા આખિરતના કાયમી પરિણામોની અપેક્ષા રાખીને આ દુનિયામાં મન ઉપર કાબૂ રાખે છે અને ગુના તરફ લઈ જતાં મનના દરેક વલણનો ધૈર્યપૂર્વક મુકાબલો કરે છે.

(૪૦) એટલે કે તેઓ બદીના બદલામાં બદી નહીં બલકે નેકી કરે છે. તેઓ બૂરાઈનો મુકાબલો બૂરાઈથી નહીં બલકે ભલાઈથી જ કરે છે. ભલે કોઈ તેમની ઉપર ગમે તેટલો જુલમ કરે પરંતુ તેઓ જવાબમાં જુલમ નહીં બલકે ન્યાય જ કરે છે. ભલે કોઈ તેમની વિરૂદ્ધ ગમે તેટલું જૂઠ બોલે, તેઓ જવાબમાં સાચું જ બોલે છે. ભલે કોઈ તેમની સાથે ગમે તેટલી અપ્રમાણિકતા આચરે, તેઓ જવાબમાં પ્રમાણિકતા જ દેખાડે છે. આ જ અર્થમાં છે એ હદીસ જેમાં નબી સ.અ.વ.એ કહ્યું છેઃ

لا تكو نوا امعة تقولون إن احسن الناس احسنا وإن ظلموا ظلمنا۔ ولكن وطّنوا انفسكم، ان احسن الناس ان تحسنوا وان اساؤا فلا تظلموا۔

"તમે તમારા વર્તનને લોકોના વર્તનને તાબે બનાવીને ન રાખો. આ કહેવું ખોટું છે કે જો લોકો ભલાઈ કરશે તો અમે ભલાઈ કરીશું અને લોકો જુલમ કરશે તો અમે પણ જુલમ કરીશું. તમે તમારા મનને એક નિયમને આધીન બનાવો, જો લોકો નેકી કરે તો તમે નેકી કરો અને જો લોકો તમારી સાથે દુર્વ્યવહાર કરે તો તમે જુલમ ન કરો."

આ જ અર્થમાં છે એ હદીસ જેમાં નબી સ.અ.વ. એ કહ્યું કે "મારા માલિકે મને નવ વાતોનો હુકમ આપ્યો છે અને આમાંથી ચાર વાતો આ કહી કે, હું ભલે કોઈનાથી ખુશ હોઉં અથવા નારાજ, દરેક સ્થિતિમાં

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا وَ مَنْ صَلَحَ مِنْ اٰبَآىِٕهِمْ وَ اَزْوَاجِهِمْ
وَ ذُرِّيّٰتِهِمْ وَ الْمَلٰٓىِٕكَةُ يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ ﴿۲۳﴾
سَلٰمٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ ﴿۲۴﴾ وَ الَّذِيْنَ
يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ مِيْثَاقِهٖ وَ يَقْطَعُوْنَ مَآ اَمَرَ
اللّٰهُ بِهٖۤ اَنْ يُّوْصَلَ وَ يُفْسِدُوْنَ فِي الْاَرْضِ ۙ اُولٰٓىِٕكَ لَهُمُ
اللَّعْنَةُ وَ لَهُمْ سُوْٓءُ الدَّارِ ﴿۲۵﴾ اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَ

એટલે કે એવાં બાગો જે તેમનું કાયમી રહેઠાણ હશે. તેઓ પોતે પણ તેમાં દાખલ થશે અને તેમનાં બાપદાદા અને તેમની પત્નીઓ અને તેમની સંતાનમાંથી જે જે સદાચારી છે તે પણ તેમની સાથે ત્યાં જશે. ફરિશ્તા દરેક બાજુથી તેમના સ્વાગત માટે આવશે અને તેમને કહેશે કે "તમારી ઉપર સલામતી છે,[૪૧] તમે દુનિયામાં જે રીતે ધીરજપૂર્વક વર્ત્યા તેના કારણે આજે તમે આના હક્કદાર થયાં છો"—— તો કેવું સુંદર છે આ આખિરતનું ઘર ! રહ્યાં એ લોકો જે અલ્લાહ સાથેના વાયદાને મજબૂત બાંધ્યા પછી તોડી નાખે છે, જે એ સંબંધોને કાપે છે જેને અલ્લાહે જોડવાનો હુકમ આપ્યો છે, અને જે ધરતી ઉપર બગાડ ફેલાવે છે, તેઓ ધિક્કારને પાત્ર છે અને તેમના માટે આખિરતમાં ઘણું જ ખરાબ ઠેકાણું છે.

અલ્લાહ જેને ઇચ્છે રોજીમાં વિપુલતા આપે છે અને જેને ઇચ્છે બાંધેલી રોજી

ન્યાયની વાત કહું, જે મારો હક્ક ઝૂંટવી લે તેનો હક્ક ચૂકવી આપું, જે મને વંચિત કરે હું તેને આપું, અને જે મારી ઉપર જુલમ કરે હું તેને માફ કરી દઊં. અને આ જ અર્થમાં છે એ હદીસ જેમાં નબી સ.અ.વ.એ કહ્યું કે لا تخن من خانك "જે તારી સાથે અપ્રમાણિકતા આચરે, તું તેની સાથે અપ્રમાણિકતા ન કર." અને આ જ અર્થમાં છે હઝરત ઉમર રદિ. નું આ કથન કે "જે માણસ તારી સાથે મામલો કરવામાં ખુદાથી ડરતો નથી તેને સજા આપવાની ઉત્તમ રીત આ છે કે તું તેની સાથે ખુદાથી ડરીને મામલો કર."

(૪૧) આનો અર્થ માત્ર આ જ નથી કે ફરિશ્તાઓ ચારેય બાજુથી આવી આવીને સલામ કરશે, બલકે આ પણ છે કે ફરિશ્તાઓ તેમને આ વાતની ખુશખબર આપશે કે હવે તમે એવી જગ્યાએ આવી ગયાં છો જ્યાં તમારા માટે સલામતી જ સલામતી છે. હવે અહીં તમે દરેક આફતથી, દરેક તકલીફથી, દરેક પરિશ્રમથી અને દરેક જોખમ અને ભયથી સલામત છો. (વધુ વિગતો માટે જુઓ, સૂરઃ હિજ્ર, નોંધ ક્રમાંકઃ ૨૯)




يَقْدِرُ ۭ وَفَرِحُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا ۭ وَمَا الْحَيٰوةُ الدُّنْيَا فِي الْاٰخِرَةِ
اِلَّا مَتَاعٌ ۝٢٦ وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ
رَّبِّهٖ ۭ قُلْ اِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَاۗءُ وَيَهْدِيْٓ اِلَيْهِ مَنْ اَنَابَ ۝٢٧

**આપે છે.[૪૨] આ લોકો દુનિયાના જીવનમાં મગ્ન છે, જો કે દુનિયાનું જીવન આખિરતની સરખામણીમાં નજીવી મૂડી સિવાય કંઈ નથી. (રુકૂઅ ૩)**

**આ લોકો કે જેમણે (મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરીને માનવાનો) ઈનકાર કરી દીધો છે કહે છે "આ માણસ ઉપર તેના માલિક તરફથી કોઈ નિશાની કેમ ન ઊતરી."[૪૩] — કહો, અલ્લાહ જેને ઈચ્છે ભટકાવી દે છે અને તે તેની તરફ આવવાનો માર્ગ તેને જ દેખાડે છે જે તેની તરફ વળે[૪૪].**

(૪૨) આ આયતની પશ્ચાદ્‌ભૂમિ આ છે કે સામાન્ય અજ્ઞાની લોકોની જેમ મક્કાના કાફિરો પણ શ્રદ્ધા અને અમલના સારા કે ખરાબ ને જોવાને બદલે અમીરી અને ગરીબીની દૃષ્ટિએ લોકોનું મૂલ્ય આંકતા હતાં. તેમણે એમ ધારી લીધું હતું કે જેને દુનિયામાં પુષ્કળ પ્રમાણમાં એશઆરામના સાધનો મળી રહ્યાં છે તે ખુદાનો પ્રિયપાત્ર છે ભલે પછી તે ગમે તેવો ગુમરાહ કે દુરાચારી હોય. અને જે ગરીબ છે તે ખુદાનો શ્રાપિત છે ભલે તે ગમે તેટલો સદાચારી હોય. આ જ આધાર ઉપર તેઓ કુરૈશના સરદારોને નબી સ.અ.વ.ના ગરીબ સાથીદારો ઉપર શ્રેષ્ઠતા આપતા હતાં અને કહેતા હતાં કે જોઈ લો, અલ્લાહ કોની સાથે છે. આની સામે ચેતવણી આપવામાં આવી રહી છે કે રોજીનું વધારે કે ઓછું હોવાનો મામલો અલ્લાહના એક બીજા જ કાયદા સાથે સંબંધ ધરાવે છે જેમાં અસંખ્ય બીજી નીતિઓની દૃષ્ટિએ કોઈને વધારે આપવામાં આવે છે અને કોઈને ઓછું. આ કોઈ ધોરણ નથી જેના આધારે લોકોની નૈતિક અને આંતરિક સારપ તથા બૂરાઈનો ફેંસલો કરવામાં આવે. મનુષ્યો વચ્ચે દરજ્જાઓના તફાવતનો અસલ આધાર અને તેમના સદ્‌ભાગી અથવા દુર્ભાગી હોવાની અસલ કસોટી આ છે કે કોણે વિચાર અને આચારનો સાચો માર્ગ અપનાવ્યો અને કોણે ઉમદા ગુણોની કમાણી કરી અને કોણે ખરાબ ગુણોની. પરંતુ મૂર્ખ લોકો આની જગ્યાએ આ જુએ છે કે કોને વધુ ધન મળ્યું અને કોને ઓછું.

(૪૩) આ અગાઉ આયત નં.૭ માં આ પ્રશ્નનો જે જવાબ આપવામાં આવ્યો છે તેને સામે રાખવામાં આવે. હવે ફરીથી તેમના એ જ વાંધાને નોંધીને એક બીજી રીતે તેનો જવાબ આપવામાં આવી રહ્યો છે.

(૪૪) એટલે કે જે અલ્લાહની તરફ પોતે વળતો નથી અને તેનાથી વિમુખ બની જાય છે તેને બળજબરીપૂર્વક સીધો રસ્તો દેખાડવાની રીત અલ્લાહને ત્યાં અમલમાં નથી. તે આવા માણસને એ જ રસ્તાઓમાં ભટકવાની અનુકૂળતા કરી આપે છે જેમાં તે પોતે ભટકવા માગે છે. એ જ તમામ વસ્તુઓ જે એક માર્ગદર્શન ઈચ્છતા માણસ માટે માર્ગદર્શનનું કારણ બને છે, એક ગુમરાહી ઈચ્છતા માણસ માટે ગુમરાહીના કારણ બનાવી દેવામાં આવે છે. પ્રકાશિત દીપક પણ તેની સામે આવે છે ત્યારે રસ્તો દેખાડવાને બદલે તેની

اَلَّذِيْنَ اٰمَنُوْا وَ تَطْمَىِٕنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ اَلَا بِذِكْرِ اللّٰهِ
تَطْمَىِٕنُّ الْقُلُوْبُ ؕ ﴿۲۸﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ طُوْبٰى
لَهُمْ وَ حُسْنُ مَاٰبٍ ﴿۲۹﴾ كَذٰلِكَ اَرْسَلْنٰكَ فِیْۤ اُمَّةٍ قَدْ خَلَتْ
مِنْ قَبْلِهَاۤ اُمَمٌ لِّتَتْلُوَاۡ عَلَيْهِمُ الَّذِیْۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ
وَ هُمْ يَكْفُرُوْنَ بِالرَّحْمٰنِ ؕ قُلْ هُوَ رَبِّیْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ

---

**આવાં જ લોકો છે તે જેમણે (આ નબીના સંદેશને) સ્વીકારી લીધો છે અને તેમનાં દિલોને અલ્લાહના સ્મરણથી સંતોષ મળતો હોય છે. જાણી લો, અલ્લાહની યાદ જ એ વસ્તુ છે જેનાથી દિલોને સંતોષ પ્રાપ્ત થતું હોય છે. પછી જે લોકોએ સત્યના સંદેશને માન્યો અને સદ્‌કાર્યો કર્યાં તેઓ સદ્‌ભાગી છે અને તેમના માટે સારું પરિણામ છે.**

**હે મુહમ્મદ, આ જ રૂપમાં અમે તમને પયગમ્બર બનાવીને મોકલ્યાં છે,[૪૫] એક એવી કોમમાં જેની પહેલાં અનેક કોમો થઈ ગઈ છે, જેથી તમે આ લોકોને એ સંદેશ સંભળાવી દો જે અમે તમારી ઉપર ઊતાર્યો છે, આ સ્થિતિમાં કે જ્યારે આ લોકો તેમના અત્યંત મહેરબાન ખુદાના ઈનકારી બનેલાં છે.[૪૬] આમને કહો કે તે જ મારો માલિક છે, તેના સિવાય કોઈ ખુદા નથી,**

---

આંખો અંજાઈ જવાનું કામ જ કરે છે. આ જ અર્થ છે અલ્લાહ દ્વારા કોઈ માણસને ગુમરાહ કરવાનો.

નિશાનીની માગણીનો આ જવાબ તેની અર્થસભરતામાં અનુપમ છે. તેઓ કહે છે કે કોઈ નિશાની દેખાડો તો અમને તમારી સચ્ચાઈ ઉપર વિશ્વાસ આવે. જવાબમાં કહેવામાં આવ્યું કે મૂર્ખાઓ, તમને સીધો રસ્તો નહીં મળવાનું મૂળ કારણ નિશાનીઓનો અભાવ નથી બલકે માર્ગદર્શન માટે તમારી ઈચ્છાનો અભાવ છે. નિશાનીઓ તો ચારેય તરફ પુષ્કળ પ્રમાણમાં ફેલાયેલી છે પરંતુ તેમાંથી કોઈ પણ તમારા માટે રસ્તો દેખાડનાર બનતી નથી કારણ કે તમે ખુદાના રસ્તા પર જવાની ઈચ્છા જ નથી ધરાવતાં. હવે જો કોઈ બીજી નિશાની આવે તો તે તમારા માટે કેવી રીતે લાભદાયી હોઈ શકે? તમે ફરિયાદ કરો છો કે કોઈ નિશાની દેખાડવામાં નથી આવી પરંતુ જે ખુદાના માર્ગની ઈચ્છા ધરાવે છે તેમને નિશાનીઓ દેખાઈ રહી છે અને તેઓ તેમને જોઈ જોઈને સીધો માર્ગ મેળવી રહ્યાં છે.

(૪૫) એટલે કે કોઈ એવી નિશાની વિના જેની આ લોકો માગણી કરે છે.

(૪૬) એટલે કે તેની બંદગીથી વિમુખ બનેલાં છે, તેના ગુણો અને સત્તાઓ અને અધિકારોમાં બીજાંને તેના ભાગીદાર બનાવી રહ્યાં છે અને તેની નિયામતો બદલ આભાર બીજાનો માની રહ્યાં છે.

عَلَيۡهِ تَوَكَّلۡتُ وَاِلَيۡهِ مَتَابِ ﴿٣٠﴾ وَلَوۡ اَنَّ قُرۡاٰنًا سُيِّرَتۡ بِهِ
الۡجِبَالُ اَوۡ قُطِّعَتۡ بِهِ الۡاَرۡضُ اَوۡ كُلِّمَ بِهِ الۡمَوۡتٰى ؕ بَلۡ لِّلّٰهِ
الۡاَمۡرُ جَمِيۡعًا ؕ اَفَلَمۡ يَاۡيۡـَٔسِ الَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنۡ لَّوۡ يَشَآءُ اللّٰهُ

**તેની ઉપર જ મેં ભરોસો કર્યો અને તે જ મારું આશ્રયસ્થાન છે.**

**અને શું થઈ જાત જો એક એવું કુર્આન ઊતારી દેવામાં આવ્યું હોત જેના જોરેથી પર્વતો ચાલવા માંડત, અથવા ધરતી ફાટી જાત અથવા મડદાં કબરોમાંથી બહાર નીકળીને બોલવા માંડત ?[૪૭] (આ પ્રકારની નિશાનીઓ દેખાડી દેવાનું જરાય મુશ્કેલ નથી) બલકે તમામ સત્તા જ અલ્લાહના હાથમાં છે.[૪૮] પછી શું ઈમાનવાળાં (હજી પણ કાફિરોની માગણીના જવાબમાં કોઈ નિશાની પ્રગટ થવાની આશા રાખીને બેઠાં છે અને તેઓ આ જાણીને) નિરાશ નથી થઈ ગયાં કે જો અલ્લાહ ઈચ્છતો હોત તો**

(૪૭) આ આયતને સમજવા માટે આ વાત નજર સમક્ષ રહેવી જરૂરી છે કે આમાં સંબોધન કાફિરોને નહીં બલકે મુસલમાનોને કરવામાં આવ્યું છે. મુસલમાનો જયારે કાફિરો તરફથી વારંવાર નિશાનીની માગણી વિષે સાંભળતા હતાં ત્યારે તેમના દિલોમાં બેચેની પેદા થતી હતી કે કદાચ આ લોકોને કોઈ એવી નિશાની દેખાડી દેવામાં આવે જેનાથી આ લોકો માની જાય. પછી જયારે તેમને એવું લાગતું હતું કે આ પ્રકારની કોઈ નિશાની નહીં આવવાના કારણે કાફિરોને નબી સ.અ.વ.ની પયગમ્બરી વિષે લોકોના દિલોમાં શંકાઓ ઊભી કરવાની તક મળી રહી છે ત્યારે તેમની આ બેચેનીમાં ઓર વધારો થઈ જતો હતો. આ અંગે મુસલમાનોને કહેવામાં આવી રહ્યું છે કે જો કુર્આનની કોઈ સૂરઃ સાથે અમુક પ્રકારની નિશાનીઓ અચાનક દેખાડી દેવામાં આવી હોત તો શું ખરેખર તમે એમ માનો છો કે આ લોકો ઈમાન લઈ આવ્યાં હોત? શું તમે આ લોકો માટે આવો સારો અનુમાન ધરાવો છો કે આ લોકો સત્યને કબૂલ કરવા માટે એકદમ તૈયાર બેઠાં છે, માત્ર એક નિશાનીના પ્રગટ થવાની કચાશ રહી ગઈ છે? જે લોકોને કુર્આનના શિક્ષણમાં, સૃષ્ટિની નિશાનીઓમાં, નબીના પવિત્ર જીવનમાં, સહાબીઓના જીવનમાં આવેલી ક્રાંતિમાં સત્યપ્રકાશ દેખાયો નહીં તો શું તમે એમ માનો છો કે તેઓ પર્વતોના ચાલવા, ધરતીના ફાટવા, તથા મડદાંના કબરોમાંથી નીકળી આવવામાં કોઈ પ્રકાશ મેળવી લેશે?

(૪૮) એટલે કે નિશાનીઓ નહીં દેખાડવાનું મૂળ કારણ આ નથી કે અલ્લાહતઆલા તેમને દેખાડવા માટે સક્ષમ નથી બલકે અસલ કારણ આ છે કે આવી રીતોનો ઉપયોગ કરવો અલ્લાહની નીતિ વિરૂદ્ધ છે, એટલા માટે કે અસલ આશય તો માર્ગદર્શન છે નહીં કે એક નબીની પયગમ્બરીનો સ્વીકાર કરાવી લેવો અને માર્ગદર્શન એ વિના શકય જ નથી કે લોકોના વિચારો અને દૃષ્ટિમાં સુધારો થાય.

لَهَدَى النَّاسَ جَمِيْعًا ؕ وَلَا يَزَالُ الَّذِيْنَ كَفَرُوْا تُصِيْبُهُمْ
بِمَا صَنَعُوْا قَارِعَةٌ اَوْ تَحُلُّ قَرِيْبًا مِّنْ دَارِهِمْ حَتّٰى يَاْتِيَ
وَعْدُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ﴿٣١﴾ وَلَقَدِ اسْتُهْزِئَ
بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَاَمْلَيْتُ لِلَّذِيْنَ كَفَرُوْا ثُمَّ اَخَذْتُهُمْ ۫
فَكَيْفَ كَانَ عِقَابِ ﴿٣٢﴾ اَفَمَنْ هُوَ قَآئِمٌ عَلٰى كُلِّ نَفْسٍۢ بِمَا
كَسَبَتْ ۚ وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ ؕ قُلْ سَمُّوْهُمْ ؕ اَمْ تُنَبِّئُوْنَهٗ




તમામ મનુષ્યોને સીધો માર્ગ દેખાડી દેત ?[૪૯] જે લોકોએ અલ્લાહની સાથે કુફ્રનું વલણ અપનાવેલું છે તેમની ઉપર તેમના કરતૂકોના કારણે કોઈને કોઈ આફત આવતી જ રહે છે, અથવા તેમના ઘરની નજીક ક્યાંક ઊતરે છે. આ કામ ચાલુ રહેશે એટલે સુધી કે અલ્લાહનો વાયદો આવીને પૂરો થાય. નિઃશંક અલ્લાહ તેના વાયદાનો ભંગ કરતો નથી. (રુકૂઅ ૪) તમારી પહેલાં પણ અનેક પયગમ્બરોની મજાક ઊડાવવામાં આવેલી છે, પરંતુ મેં હંમેશાં ઈનકાર કરનારાઓને ઢીલ આપી અને છેવટે તેમને ઝડપી લીધાં, પછી જોઈ લો કે મારી સજા કેવી સખત હતી.

પછી શું તે જે એકેએક માણસની કમાણી ઉપર નજર રાખે છે[૫૦] (તેની સામે આવી હિંમતો બતાવવામાં આવી રહી છે[૫૧] કે) લોકોએ તેના કેટલાક ભાગીદારો ઠરાવી રાખેલાં છે ? હે નબી, આમને કહો, (જો હકીકતમાં તેઓ અલ્લાહના પોતાના બનાવેલાં ભાગીદાર છે તો) જરા તેમના નામ બોલો કે તે કોણ છે ? શું તમે અલ્લાહને એક નવી વાતની ખબર આપી રહ્યાં છો

(૪૯) એટલે કે જો સમજણ વિના ફક્ત જાગૃતિ વિનાનું ઈમાન જોઈતું હોત તો તેના માટે નિશાનીઓ દેખાડવાની તકલીફ લેવાની શું જરૂર હતી. આ કામ તો આવી રીતે પણ થઈ શક્યું હોત કે અલ્લાહ તમામ મનુષ્યોને મુસલમાન જ પેદા કરી દેત.

(૫૦) એટલે કે જે દરેકેદરેક માણસની સ્થિતિથી વ્યકિતગત રીતે વાકેફ છે અને જેની નજરમાંથી ન તો કોઈ નેક માણસની નેકી છૂપાયેલી છે ન તો કોઈ દુરાચારીનો દુરાચાર.

(૫૧) હિંમતો એટલી છે કે તેના સમકક્ષ અને હરીફ સૂચવવામાં આવી રહ્યાં છે, તેની હસ્તી અને ગુણો તથા અધિકારોમાં તેના સર્જનોને ભાગીદાર બનાવવામાં આવી રહ્યાં છે અને તેની ખુદાઈમાં રહીને લોકો આ માની રહ્યાં છે કે અમે ઇચ્છીએ તે કરીએ, અમારી પાસેથી જવાબ માગનાર કોઈ નથી.

بِمَا لَا يَعْلَمُ فِي الْأَرْضِ أَمْ بِظَاهِرٍ مِّنَ الْقَوْلِ ۗ بَلْ زُيِّنَ لِلَّذِينَ
كَفَرُوا مَكْرُهُمْ وَصُدُّوا عَنِ السَّبِيلِ ۗ وَمَن يُضْلِلِ اللَّهُ فَمَا

**જેને તે તેની ધરતીમાં જાણતો નથી ? કે પછી તમે લોકો બસ આમ જ જેમ મોંમાં આવે છે તેમ બોલી નાખો છો ?[૫૨] હકીકત આ છે કે જે લોકોએ સત્યના સંદેશને માનવાનો ઇનકાર કર્યો છે તેમના માટે તેમની ચાલાકીઓને[૫૩] આકર્ષક બનાવી દેવામાં આવી છે અને તેમને સીધા માર્ગથી રોકી દેવામાં આવ્યાં છે,[૫૪] પછી જેને અલ્લાહ ગુમરાહીમાં નાખી દે તેને કોઈ**

(૫૨) એટલે કે તેના ભાગીદારો જે તમે ઉપજાવી કાઢેલાં છે તેમના મામલામાં ત્રણ જ રસ્તા શકય છેઃ

એક આ કે તમારી પાસે કોઈ પ્રમાણિત ખબર આવી હોય કે અલ્લાહે અમુક અમુક હસ્તીઓને તેના ગુણો અથવા અધિકારો અથવા સત્તાઓમાં ભાગીદાર ઠરાવી દીધી છે. જો સ્થિતિ આ હોય તો મહેરબાની કરીને અમને પણ દેખાડો કે એ કયા લોકો છે અને તેમને ખુદાના ભાગીદાર નીમવા માટેની ખબર આપ લોકોની પાસે કયા માધ્યમથી પહોંચી છે.

બીજી શકયતા આ છે કે અલ્લાહને પોતાને ખબર નથી કે ધરતીમાં કેટલાક મહાનુભાવો તેના ભાગીદાર બની બેઠાં છે અને હવે તમે તેને આ ખબર આપી રહ્યાં છો. જો વાત આમ જ છે તો સ્પષ્ટતાપૂર્વક તમારી આ સ્થિતિનો સ્વીકાર કરો, પછી અમે પણ જોઈ લઈશું કે દુનિયામાં કેટલા એવા મૂર્ખ નીકળે છે જે તમારા આ સાવ ખોટા ધર્મના અનુસરણ ઉપર કાયમ રહે છે.

પરંતુ આ બન્ને વાતો ન હોય ત્યારે ત્રીજી વાત આ બાકી રહી જાય છે કે તમે કોઈ પણ સબૂત વિના તેમજ કોઈ પણ દલીલ વિના અમસ્તાં જ જેમને ચાહો ખુદાના સગાં ઠરાવી લો છો, ચાહો છો તેને દાતા અને ફરિયાદ સાંભળનાર બનાવી દો છો અને જેના વિષે ચાહો છો દાવો કરી દો છો કે ફલાણા પ્રદેશનો સુલતાન ફલાણા હસ્તી છે અને ફલાણા કામો અમુક સંતની મદદ અને સહાયતાથી પાર પડી જાય છે.

(૫૩) આ શિર્કને ચાલાકી કહેવાનું એક કારણ આ છે કે હકીકતમાં જે ગ્રહો અને નક્ષત્રો અથવા ફરિશ્તાઓ અથવા આત્માઓ અથવા બુઝુર્ગોને ખુદાઈ ગુણો અને અધિકારો ધરાવનાર ઠરાવવામાં આવ્યાં છે અને જેમને ખુદાના વિશિષ્ટ હક્કોમાં ભાગીદાર બનાવી લેવામાં આવ્યાં છે, આમાંથી કોઈએ પણ કયારેય ન તો આ ગુણો અને અધિકારોનો દાવો કર્યો, ન તો આ હક્કોની માગણી કરી, તેમજ ન તો લોકોને આ શિખવાડયું કે તમે અમારી આગળ પૂજાની વિધિઓ કરો, અમે તમારા કામ પાર પાડીશું. આ તો ચાલાક માણસોનું કામ છે કે તેમણે લોકો ઉપર પોતાની ખુદાઈનો સિક્કો જમાવવા માટે અને તેમની કમાણીઓમાંથી ભાગ પડાવી લેવા માટે કેટલાક બનાવટી ખુદા ઘડી કાઢયાં, લોકોને તેમની અંદર આસ્થા ધરાવનાર બનાવી દીધાં અને પોતાની જાતને કોઈને કોઈ રીતે તેમના પ્રતિનિધિ ઠરાવીને પોતાનો ઉલ્લુ સીધો કરવાનું શરૂ કરી દીધું.

બીજું કારણ શિર્કને ચાલાકી સાથે સરખાવવાનું આ છે કે હકીકતમાં આ એક મનનો ભ્રમ છે અને એક ચોર દરવાજો છે જેની મારફતે માનવી ભૌતિક સુખોની પ્રાપ્તિ માટે, નૈતિક બંધનોમાંથી બચવા માટે તથા

لَهٗ مِنْ هَادٍ ﴿٣٣﴾ لَهُمْ عَذَابٌ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَ لَعَذَابُ
الْاٰخِرَةِ اَشَقُّ ۚ وَمَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ وَّاقٍ ﴿٣٤﴾ مَثَلُ الْجَنَّةِ
الَّتِىْ وُعِدَ الْمُتَّقُوْنَ ؕ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ اُكُلُهَا
دَآئِمٌ وَّ ظِلُّهَا ؕ تِلْكَ عُقْبَى الَّذِيْنَ اتَّقَوْا ۖ وَّ عُقْبَى الْكٰفِرِيْنَ
النَّارُ ﴿٣٥﴾ وَ الَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَفْرَحُوْنَ بِمَاۤ اُنْزِلَ
اِلَيْكَ وَمِنَ الْاَحْزَابِ مَنْ يُّنْكِرُ بَعْضَهٗ ؕ قُلْ اِنَّمَاۤ

---

**રસ્તો દેખાડનાર નથી. આવા લોકો માટે દુનિયાના જીવનમાં જ સજા છે, અને આખિરતની સજા આના કરતાં પણ વધારે સખત છે. કોઈ એવો નથી જે તેમને અલ્લાહથી બચાવનાર હોય. અલ્લાહથી ડરતા લોકો માટે જે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે તેની ભવ્યતા આ છે કે તેની નીચે નદીઓ વહી રહી છે, તેના ફળો કાયમી છે અને તેનો છાંયડો પણ અવિનાશી. આ પરિણામ છે સંયમી લોકોનો. અને સત્યનો ઈનકાર કરનારાઓનું પરિણામ આ છે કે તેમના માટે દોજખની આગ છે.**

**હે નબી, જે લોકોને અમે અગાઉ ગ્રંથ આપ્યો હતો તેઓ આ ગ્રંથથી જે અમે તમારી ઉપર ઊતાર્યો છે, ખુશ છે અને જુદા જુદા જૂથોમાં કેટલાક લોકો એવાં પણ છે જે તેની કેટલીક વાતોને માનતાં નથી. તમે સ્પષ્ટ રીતે કહી દો કે**

---

જવાબદારી વિનાનું જીવન જીવવા માટે પલાયનનો માર્ગ કાઢે છે.

ત્રીજું કારણ જેના આધારે મુશ્રિકોની રીતને ચાલાકી સાથે સરખાવવામાં આવી છે તે હવે પછી આવે છે.

(૫૪) આ માનવ સ્વભાવ છે કે જયારે માણસ એક વસ્તુની સરખામણીમાં બીજી વસ્તુને અપનાવે છે ત્યારે તે પોતાના મનને સંતોષ આપવા માટે તથા લોકોને તેના સાચા માર્ગ ઉપર હોવાનો વિશ્વાસ દેવડાવવા માટે તેણે અપનાવેલી વસ્તુને દરેક રીતની દલીલ કરીને સાચી સાબિત કરવાનો પ્રયાસ કરે છે અને તેણે ઠુકરાવેલી એ વસ્તુની વિરૂદ્ધમાં દરેક પ્રકારની વાતો બોલવાનું શરૂ કરી દે છે. એટલા જ માટે કહેવામાં આવ્યું છે કે જયારે તેમણે સત્યના સંદેશને માનવાનો ઈનકાર કરી દીધો ત્યારે પ્રકૃતિના નિયમ પ્રમાણે તેમના માટે તેમની ગુમરાહી અને ગુમરાહી ઉપર ચાલુ રહેવા માટે તેમની ચાલાકીને આર્કષક બનાવી દેવામાં આવી અને આ જ પ્રાકૃતિક નિયમ પ્રમાણે આ લોકોને સીધા રસ્તા ઉપર આવવાથી રોકી દેવામાં આવ્યાં.

اُمِرْتُ اَنْ اَعْبُدَ اللّٰهَ وَ لَآ اُشْرِكَ بِهٖ ؕ اِلَيْهِ اَدْعُوْا وَ اِلَيْهِ

مَاٰبِ ﴿۳۶﴾ وَ كَذٰلِكَ اَنْزَلْنٰهُ حُكْمًا عَرَبِيًّا ؕ وَ لَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ




بَعْدَ مَا جَآءَكَ مِنَ الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّ لَا وَاقٍ ﴿۳۷﴾ ع

وَ لَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَ جَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّ ذُرِّيَّةً ؕ

وَ مَا كَانَ لِرَسُوْلٍ اَنْ يَّاْتِيَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ لِكُلِّ اَجَلٍ

---

**''મને તો માત્ર અલ્લાહની બંદગીનો હુકમ આપવામાં આવ્યો છે અને આનાથી મનાઈ કરવામાં આવી છે કે કોઈને તેની સાથે ભાગીદાર ઠરાવું એટલા માટે હું તેની તરફ જ બોલાવું છું અને તેની જ તરફ મારી પાછા ફરવાની જગ્યા છે.''[૫૫] આ જ હુકમ સાથે અમે આ અરબી ફરમાન તમારી ઉપર ઊતાર્યું છે. હવે જો તમે આ જ્ઞાન છતાં જે તમારી પાસે આવી ગયેલું છે લોકોની ઈચ્છાઓનું અનુસરણ કર્યું તો અલ્લાહની સામે ન તો કોઈ તમારો મદદગાર અને હિમાયતી છે અને ન તો કોઈ તેની પકડથી તમને બચાવી શકે છે. (રુકૂઅ ૫)**

**તમારી પહેલાં પણ અમે અનેક પયગમ્બરો મોકલી ગયાં છીએ અને તેમને અમે પત્નીઓ અને સંતાનવાળા જ બનાવ્યા હતાં.[૫૬] અને કોઈ પણ પયગમ્બરની આ તાકાત ન હતી કે અલ્લાહના હુકમ વિના કોઈ નિશાની જાતે લાવીને દેખાડી દેત.[૫૭] દરેક જમાના માટે**

---

(૫૫) આ એક ખાસ વાતનો જવાબ છે જે એ વખતે વિરોધીઓ તરફથી કહેવામાં આવી રહી હતી. તેઓ કહેતા હતાં કે જો આ સાહેબ ખરેખર એ જ શિક્ષણ લઈને આવ્યાં છે જે અગાઉના નબીઓ લાવ્યા હતાં, જેવો આમનો દાવો છે, તો પછી શા માટે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કે જેઓ અગાઉના નબીઓના અનુયાયીઓ છે આગળ વધીને આમનું સ્વાગત કરતાં નથી ? આના જવાબમાં કહેવામાં આવી રહ્યું છે કે એ લોકોમાંથી અમુક લોકો આના માટે ખુશ છે અને અમુક લોકો નારાજ છે, પરંતુ હે નબી, ચાહે કોઈ ખુશ થાય કે નારાજ, તમે સ્પષ્ટપણે કહી દો કે મને ખુદા તરફથી આ શિક્ષણ આપવામાં આવ્યું છે અને હું કોઈ પણ સંજોગોમાં આનું અનુસરણ કરીશ.

(૫૬) આ એક બીજા વાંધાનો જવાબ છે જે નબી સ.અ.વ. સામે ઉઠાવવામાં આવતો હતો. તેઓ કહેતા હતાં કે ખરો છે આ નબી જે પત્ની અને બાળકો ધરાવે છે ! શું પયગમ્બરોને પણ જાતીય ઈચ્છાઓ સાથે કોઈ સંબંધ હોઈ શકે?

(૫૭) આ પણ એક વાંધાનો જવાબ છે. વિરોધીઓ કહેતા હતાં કે મૂસા અ.સ. ચળકતો હાથ અને લાઠી લાવ્યા હતાં. ઈસા મસીહ અ.સ. આંધળાંને દેખતો અને રક્તપિત્તના દર્દીને સાજો કરી દેતા હતાં. સાલેહ અ.સ.એ ઊંટણીની નિશાની દેખાડી હતી. તમે કઈ નિશાની લઈને આવ્યાં છો? આનો જવાબ આવી રીતે

كِتَابٌ ﴿٣٨﴾ يَمْحُوا اللّٰهُ مَا يَشَآءُ وَيُثْبِتُ ۖۚ وَعِنْدَهٗٓ اُمُّ الْكِتٰبِ ﴿٣٩﴾
وَاِنْ مَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِىْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِنَّمَا
عَلَيْكَ الْبَلٰغُ وَعَلَيْنَا الْحِسَابُ ﴿٤٠﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا نَاْتِى الْاَرْضَ
نَنْقُصُهَا مِنْ اَطْرَافِهَا ؕ وَاللّٰهُ يَحْكُمُ لَا مُعَقِّبَ لِحُكْمِهٖ ؕ

**એક ગ્રંથ છે. અલ્લાહ જે ઈચ્છે છે મિટાવી દે છે અને જે વસ્તુને ઈચ્છે છે કાયમ રાખે છે. ઉમ્મુલકિતાબ તેની જ પાસે છે.[૫૮]**

**અને હે નબી, જે બૂરા પરિણામની ધમકી અમે આ લોકોને આપી રહ્યાં છીએ તેનો કોઈ ભાગ ચાહે તમારા જીવતાં દેખાડી દઈએ અથવા તેના પ્રગટ થતાં પહેલાં અમે તમને ઊઠાવી લઈએ, દરેક સંજોગોમાં તમારું કામ માત્ર સંદેશ પહોંચાડી દેવાનું છે અને હિસાબ લેવાનું કામ અમારું છે.[૫૯] શું આ લોકો જોતાં નથી કે અમે આ ભૂમિ ઉપર આવી રહયાં છીએ અને આનો ઘેરાવો દરેક બાજુથી તંગ કરતા જઈ રહયાં છીએ ?[૬૦] અલ્લાહ રાજ ચલાવી રહ્યો છે, કોઈ તેના ફેંસલાઓ ઉપર પુનરાવલોકન કરનાર નથી,**

આપવામાં આવ્યો છે કે જે નબીએ જે કોઈ વસ્તુ પણ દેખાડી છે, પોતાના અખત્યાર અને શકિતથી દેખાડી નથી. અલ્લાહે જે વખતે જેના દ્વારા જે કંઈ પ્રગટ કરવાનું યોગ્ય માન્યું તે પ્રગટ થયું. હવે જો અલ્લાહની ઈચ્છા હશે તો જે કંઈ તે ઈચ્છશે તે દેખાડશે. પયગમ્બર પોતે કોઈ પણ ખુદાઈ અખત્યારનો દાવેદાર નથી કે તમે તેની પાસે નિશાની દેખાડવાની માગણી કરી રહ્યાં છો.

(૫૮) આ પણ વિરોધીઓના એક વાંધાનો જવાબ છે. તેઓ કહેતા હતાં કે અગાઉ આવેલાં પુસ્તકો જયારે મોજૂદ હતાં ત્યારે આ નવા પુસ્તકની કયાં જરૂર હતી? તમે કહો છો કે એ પુસ્તકોમાં ફેરફાર થઈ ગયાં છે, હવે તે રદ થઈ ગયાં છે અને આ નવા પુસ્તકના અનુસરણનો હુકમ આપવામાં આવ્યો છે. પરંતુ ખુદાની કિતાબમાં ફેરફાર કઈ રીતે થઈ શકે? ખુદાએ તેનું રક્ષણ કેમ ન કર્યું? અને કોઈ ખુદાઈ કિતાબ રદ કેવી રીતે થઈ શકે? તમે કહો છો કે આ એ જ ખુદાનું પુસ્તક છે જેણે તૌરાત અને ઈંજીલ ઊતારી હતી. પરંતુ આ કેવી વાત છે કે તમારી રીત તૌરાતના કેટલાક આદેશોની વિરૂદ્ધ છે? દા.ત. અમુક વસ્તુઓ જેને તૌરાતમાં માનનારા લોકો હરામ કહે છે, તમે તેમને હલાલ માનીને ખાઓ છો. આ વાંધાઓના જવાબો હવે પછીની સૂરઃમાં વધુ વિગતે આપવામાં આવ્યાં છે. અહીં તેમનો ફકત એક ટૂંકો અર્થસભર જવાબ આપીને વાત પૂરી કરી દેવામાં આવી છે.

"ઉમ્મુલ કિતાબ"નો અર્થ છે "મૂળ પુસ્તક" એટલે કે એ અસલ સ્રોત જેમાંથી તમામ આકાશી પુસ્તકો નીકળ્યાં છે.

(૫૯) આનો અર્થ આ છે કે તમે આ ચિંતા ન કરો કે જે લોકોએ તમારા સત્યસંદેશને ખોટો કહી દીધો છે

وَهُوَ سَرِيْعُ الْحِسَابِ ﴿٤١﴾ وَقَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَلِلّٰهِ
الْمَكْرُ جَمِيْعًا ؕ يَعْلَمُ مَا تَكْسِبُ كُلُّ نَفْسٍ ؕ وَسَيَعْلَمُ الْكُفّٰرُ
لِمَنْ عُقْبَى الدَّارِ ﴿٤٢﴾ وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَسْتَ مُرْسَلًا ؕ قُلْ
رુકૂઅ ૬ كَفٰى بِاللّٰهِ شَهِيْدًۢا بَيْنِيْ وَبَيْنَكُمْ ۙ وَمَنْ عِنْدَهٗ عِلْمُ الْكِتٰبِ ﴿٤٣﴾ ع

**અને તેને હિસાબ લેતાં જરા પણ વાર લાગતી નથી. આમની પહેલાં જે લોકો થઈ ગયાં છે તે પણ મોટી મોટી ચાલો ચાલેલાં છે,[૬૧] પરંતુ મૂળ નિર્ણાયક ચાલ તો પૂરી રીતે અલ્લાહના જ હાથમાં છે. તે જાણે છે કે કોણ શું કમાણી કરી રહ્યો છે, અને ટૂંક સમયમાં આ સત્યનો ઇનકાર કરનારા લોકો જોઈ લેશે કે પરિણામ કોનું સલામત આવે છે.**

**આ ઈનકાર કરનારા લોકો કહે છે કે તમે અલ્લાહના મોકલેલાં નથી. કહો ''મારી અને તમારી વચ્ચે અલ્લાહની સાક્ષી પૂરતી છે અને પછી એ દરેક માણસની સાક્ષી જે આકાશના ગ્રંથનું જ્ઞાન ધરાવે છે.''[૬૨] (રુકૂઅ ૬)**

તેમનું પરિણામ કેવું આવે છે અને કયારે તે પ્રગટ થશે. તમને જે કામ સોંપવામાં આવ્યું છે તેને સંપૂર્ણ એકાગ્રતા સાથે કરતાં જાઓ અને ફેંસલો અમારી ઉપર છોડી દો. અહીં બાહ્ય રીતે સંબોધન નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે પરંતુ હકીકતમાં વાત વિરોધીઓને સંભળાવવાનો આશય છે. જે લોકો પડકારના રૂપમાં વારંવાર નબી સ.અ.વ.ને કહેતા હતાં કે અમારા વિનાશની જે ધમકીઓ તમે અમને આપ્યાં કરો છો તે શા માટે આવી જતો નથી?

(૬૦) એટલે કે શું તમારા વિરોધીઓને દેખાતું નથી કે ઈસ્લામનો પ્રભાવ અરબસ્તાનની ભૂમિમાં ખૂણેખૂણામાં ફેલાઈ રહ્યો છે અને ચારેય તરફથી તેમની ઉપર ઘેરો તંગ થઈ રહ્યો છે? આ તેમના વિનાશની નિશાનીઓ નથી તો શું છે?

અલ્લાહતઆલાનું આ કહેવું કે ''અમે આ ભૂમિ ઉપર આવી રહ્યાં છીએ'' એક ખૂબ જ સુંદર વર્ણનશૈલી છે કેમ કે સત્યસંદેશ અલ્લાહ તરફથી હોય છે અને અલ્લાહ તેને પ્રસ્તુત કરનારાઓની સાથે હોય છે. એટલા માટે કોઈ ભૂમિમાં આ સંદેશના ફેલાવાને અલ્લાહતઆલા આ શબ્દોમાં વર્ણવે છે કે અમે પોતે આ ભૂમિમાં આગળ વધતાં જઈએ છીએ.

(૬૧) એટલે કે આજે આ વાત કોઈ નવી વાત નથી કે સત્યના અવાજને દબાવવા માટે જૂઠ, ફરેબ અને જોરજુલમના હથિયાર વાપરવામાં આવી રહ્યાં છે. અગાઉ ઈતિહાસમાં વારંવાર આવી જ ચાલો વડે સત્યના સંદેશને પરાજિત કરવા માટે પ્રયત્નો કરવામાં આવેલાં છે.

(૬૨) એટલે કે એ દરેક માણસ કે જે ખરેખર આકાશી ગ્રંથોનું જ્ઞાન ધરાવે છે તે આ વાત માટે ગવાહી આપશે કે જે કંઈ હું પ્રસ્તુત કરી રહ્યો છું તે એ જ શિક્ષણ છે જે અગાઉના નબીઓ લઈને આવ્યા હતાં.